# गीत लहरी.

કે, જેમાં

ગુર્જર ગીતલહરી, છંદ લહરી, ભાષા ગીતલહરી અને
સંગીત શિક્ષણપદ્ધતિ એ ચાર લેખો છે.

૧૫૦ સાક્ષર સંગીતો, સાહિત્યમાં વપરાતાં મુખ્ય વૃત્તો માપ સહિત,
શાસ્ત્રીય રાગ રાગણીઓનાં ઉત્તમ ૨૫૦ હિંદી સંગીતોનો સંગ્રહ.
તેમજ ૧૨૫ રાગોના આરોહ, અવરોહ, અંશ, ગ્રહ, ન્યાસ
સ્વરો અને સંગીતશિક્ષણને માટે ૧૦૮ અભ્યાસ પાઠોની
સંકલના કરી તૈયાર કરનાર,


## गणपतराव गोपालराव बर्वे,

( संगीत शास्त्री )

યોગ દિવાકર, નાદ લહરિ, શ્રુતિસ્વર સિદ્ધાન્ત,
ગાયનવાદન પાઠમાળા, નવસંહિતા વગેરે ગ્રંથોના કર્ત્તા.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડલ. મુંબઇ.

મુંબઇ. ગીરગામ—બેકરોડ.

સને ૧૯૧૭—સંવત ૧૯૭૩.




કિંમત રૂ. ૧-૮-૦

# TESTIMONIALS.

A copy of the certificate given by His Highness the Maharaja Saheb Gaekwar.

Baroda, Lakshmi Vilas Palace.

28th December, 1901.

His Highness the Maharaja Saheb Gaekwar had two or three occasions of hearing Mr. Ganpatrao G. Barve discoursing on Hindi music and His Highness has great pleasure in testifying to the skill possessed by the gentleman. Mr. Barve is a very intelligent young man, who is thoroughly proficient in the science of Indian music. He plays with marvellous effect on several musical instruments.

(Sd.) MANUBHAI N. MEHTA,

Secretary to His Highness, Maharaja Gaekwar.

2

**A Translation of the Address given to Mr. BARVE, from the**

## CUTCH STATE.

Dear Mr. Ganpatrao Gopalrao Barve,

As you are to depart to-day from our midst, we, your admirers, meet here to-gether and wish you a hearty God-speed.

Your deep and extensive knowledge of the science and art of music has pleased us all much and we boldly assert that upto this time we have never seen a person so proficient in this fine art along with this your accurate knowledge of religious philosophy and science; your high character, your amiable disposition have won our hearts. May God ever keep you in health and may your fame be ever increasing. Amen. ...

Cutch Bhuj 13-11-99. } (Sd.) Ranchhodbhai Udayaram ( The Retired DawanSaheb of Cutch ),

Etc., Etc.

3

This is to certify that, among many persons attached to the science of music I have met with, Mr. Ganpatrao Gopalrao Barve has been the best amateur who has cultivated the pleasant art through innate taste and attachment. His zeal and ardent endeavours to widely diffuse the knowledge of this art among high gentility are simply praiseworthy.

He has been travelling to collect ancient manuscripts from wherever he can find them on this science as he inteuds publishing an unique work on the science of singing which I find will be a valuable addition, one of the best works on music well deserving of the encouragement and appreciation at the hands of chiefs and men of literature who take keen interest in the development of this art. He has been known to me for some time; he was a tutor in music to Prince Sherjuma Khanji of Junagadh and H. H. Jam Shree Jeswantsinhji of Jamnagar.

I wish him every success in the hard and laudable undertaking he has attempted.

Bhavnagar, Nilambag 26-4-1900 } (Signed) BHAVSINHJI,

Maharaja of Bhavnagar.

4

I have had an interesting talk with Mr. Ganpatrao Gopalrao Barve of Baroda on Indian Music. Mr Barve has evidently taken great pains in studying our music both in its theoretical and scientific aspects. He is, I understand, engaged in writing a history of Indian music for which he seems to be well qualified. Music appears to have been largely cultivated by the Hindus of early ages and any new light thrown on this system by an expert of Mr. Barve's attainments must be welcomed by the lovers of that art. 4th July 1900.

BHAGVAT SINHJI. ( Thakor Sahib of Gondal. )

# ગીત લહરી.

## કે, જેમાં

ગુર્જર ગીતલહરી, છંદ લહરી, ભાષા ગીતલહરી અને
સંગીત શિક્ષણપદ્ધતિ એ ચાર લેખો છે.



૧૫૦ સાક્ષર સંગીતો, સાહિત્યમાં વપરાતાં મુખ્ય વૃત્તો માપ સહિત,
શાસ્ત્રીય રાગ રાગણીઓનાં ઉત્તમ ૨૫૦ હિંદી સંગીતોનો સંગ્રહ,
તેમજ ૧૨૫ રાગોના આરોહ, અવરોહ, અંશ, ગ્રહ, ન્યાસ સ્વરો
અને સંગીતશિક્ષણને માટે ૧૦૮ અભ્યાસ પાઠોની
સંકલના કરી તૈયાર કરનાર,

**गणपतराव गोपालराव बरवे,**
( संगीत शास्त्री )

યોગ દિવાકર, નાદ લહરિ, શ્રુતિસ્વર સિદ્ધાન્ત,
ગાયનવાદન પાઠમાલા, નવસંહિતા વગેરે ગ્રંથોના કર્ત્તા.

**છપાવી પ્રસિદ્ધ કરનાર.**
**ગુજરાતી હિંદુ સ્ત્રીમંડલ. મુંબઇ.**
મુંબઈ. ગીરગામ—બેકરોડ.

સને ૧૯૧૭—સંવત ૧૯૭૩.



કિંમત રૂ. ૧-૮-૦

# અર્પણ પત્ર.



શ્રીમાન, મુરબ્બી, અનેક સદ્ગુણાલંકૃત,

પ્રેમમૂર્તિ, વિશ્વબંધુ, ઉદારાત્મા !

## શેઠ સાહેબ, નરોત્તમદાસ ભાણજી, કાપડીયા.

(ભાવનગરના પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થ).

આપનાં ઉચ્ચ દૈવી ચારિત્ર્ય, લોકકલ્યાણના મુદિત આશયો, "મિત્ર પ્રતિ સ્વાત્માર્પણની ભાવના," અનાથનો હાથ ઝાલી તેનો સમુદ્ધાર કરવાની પ્રવૃત્તિ, સ્વધર્મ ઉપર નિષ્ઠા, વ્યવહારકુશલતા, વ્યાપારચાતુર્ય, ઊંડી તત્ત્વજિજ્ઞાસા, આત્મપરીક્ષા ઈત્યાદિ ઈત્યાદિ ઉચ્ચ દૈવી સદ્ગુણોથી લોભાઇને; તેમજ આપ મ્હારા પ્રત્યે જે સદ્ભાવ રાખોછો તેના સંસ્મરણ તરીકે, આ એક અલ્પ કૃતિ સપ્રેમ રજુ કરૂં છું.

આપનો એક સ્નેહી.

**ગણપતરાવ ગોપાળરાવ બરવે.**

# પ્રખ્યાત રાજા મહારાજાઓ તરફથી મળેલાં પ્રમાણપત્રોના થોડાક નમુના.



## ૧. વડોદરાના ના૦ ગાયકવાડ સરકાર સર સયાજીરાવનું પ્રમાણપત્ર.

વડોદરા—લક્ષ્મીવિલાસ રાજમેહેલ. તા. ૨૮--૧૨—૧૯૦૧

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ ગાયકવાડે બે ત્રણ પ્રસંગે **મી. ગણુપતરાવ,જી, બરવેનાં** ભારતવર્ષીય સંગીત શાસ્ત્ર ઉપર વ્યાખ્યાનો સાંભળ્યાં છે, અને તેમની કુશળતાથી ઘણા પ્રસન્ન થઇ મહારાજા સાહેબે આ પ્રમાણુપત્ર આપ્યું છે કે, **મી. બરવે એક ઘણા બુદ્ધિમાન્ યુવક છે, અને તેઓ આર્ય સંગીતશાસ્ત્રમાં** પૂર્ણ રીતે કુશળ છે, વગેરે,

**મનુભાઈ નંદશંકર મહેતા.**

( શ્રીમંત મહારાજાના તે વખતના સેક્રેટરી અને
હાલ વડોદરા રાજ્યના દિવાન સાહેબ. )

## ૨. કચ્છના રાજ્ય તરફથી મળેલું માનપત્ર.

ભૂજ. તા. ૧૩—૧૧—૧૮૯૯.

આજ દિને આપનું આંહીથી વિદાય થવાનું હોતાં અમે આપના સ્નેહિયોઆદિ જેમને આપના ટુંક વખતના સમાગમથી એક અપૂર્વ પ્રકારનો આનંદ તથા લાભ પ્રાપ્ત થયો છે તેઓ આંહીં એકઠા થઈ शिवास्ते पन्थानः सन्तु ઈચ્છિયે છીએ.

સંગીતશાસ્ત્રના આપના ઊંડા અને વિસ્તીર્ણ જ્ઞાનથી અમો સર્વને સાનંદાશ્ચર્ય થયું છે. અને અમો હિંમતથી કહી શકીએ છીયે કે, આ વિષયમાં **આપના જેવું શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર આજ દિવસ સુધી અમારા જોવામાં કોઈ પણ આવેલ નથી.** તે ઉપરાંત આપનું ધર્મ વિષયમાં તેમજ સામાન્ય વિદ્યા તથા શાસ્ત્રના વિષયમાં ઊંચા પ્રકારનું જ્ઞાન, અને તેની સાથે આપનાં સ્વચ્છ મન તથા વિનોદી અને મળતાવડા સ્વભાવથી આપ ટુંક વખતમાં અમારા સર્વની અંતઃકરણની સદ્ભાવના તથા માન સંપાદન કરી શકયા છે. વગેરે....

(કચ્છના દિવાન મોતીલાલ લાલભાઈ, તેમજ રણછોડભાઈ ઉદયરામ, છોટાલાલ સેવકરામ, પેસ્તનજી સોરાબજી, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, વિઠ્ઠલજી કેશવજી, કલ્યાણજી લાલજી બાવા વગેરે સર્વે અધિકારીઓ અને પ્રજાના આગેવાનોની સહીઓ.)

**૩ ગોંડલના નામદાર ઠાકોર સાહેબે આપેલું પ્રમાણપત્ર,**

ગોંડલ તા. ૪–૭–૧૯૦૦.

વડોદરાવાળા મી. ગણપતરાવ બરવે સાથે આર્યસંગીતના સંબંધમાં મારે ઘણી આનંદપ્રદ વાત થઈ હતી. એ તો સ્પષ્ટજ છે કે મી. બરવેએ આપણા સંગીતનો શાસ્ત્રીય અને તાત્વિક રીતે અભ્યાસ કરવામાં ઘણોજ શ્રમ લીધો છે. તેઓ હિંદુસ્થાનના સંગીતશાસ્ત્રના સંબંધમાં એક ઇતિહાસ લખવામાં રોકાયા છે અને એ કાર્યને માટે તેઓ મને ઘણાજ યોગ્ય જણાયા છે. પૂર્વકાળના ભારતવર્ષીય આર્યોએ સંગીતને ઘણું કેળવેલું જણાય છે અને **મી૦ બરવે જેવી વિદ્વત્તા ધરાવનાર** કોઈ પુરૂષ **તેના ઉપર જે નવો પ્રકાશ નાખે** તે આ કલા ઉપર પ્રીતિ ધરાવનારાઓને બધી રીતે સ્વાગત રૂપ થશેજ.

**ભગવતસિંહ**

ગોંડળના ઠાકોર સાહેબ.

**૪. ભાવનગરના નામ૦ મહારાજા સાહેબે આપેલું પ્રમાણપત્ર.**

ભાવનગર, નીલમબાગ. તા. ૨૬–૪–૧૯૦૦

સંગીતશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર જે અનેક વ્યક્તિઓ સાથેનો મને સંબંધ થયો છે તેઓમાં **મી. ગણપતરાવ ગોપાળરાવ બરવે,** કે જેમણે આ આનંદપ્રદ કલા સ્વાભાવિક શોખ અને પ્રીતીથી પ્રાપ્ત કરી છે, તેઓ મને સર્વોત્તમ માલમ પડ્યા છે. મારેં અને એમને કેટલાક વખતથી પરીચય થયો છે. તેઓ જુનાગઢના **પ્રીન્સ શેરજુમાખાનજીના** અને જામનગરના **જામ શ્રી જસવંતસિંહજીના શિક્ષક** તરીકે હતા.

**ભાવસિંહજી.**

ભાવનગરના મહારાજા સાહેબ.

# અનુક્રમણિકા.

---

# પ્રસ્તાવના.

સંગીતનું શાસ્ત્રીય અને મનોરંજક શિક્ષણ આપવાના સંબંધમાં મ્હેં મ્હારા વિચારો મ્હારી **ગાયનવાદન પાઠમાળામાંની** પ્રસ્તાવનામાં વિસ્તારથી જણાવેલા છે. તેમજ ગાયન, વાદન અને શાસ્ત્રીય ઉપપત્તી (થીઅરી) એ ત્રણ અંગોનું પ્રાથમિકશિક્ષણ આપવા માટે જે પ્રકારના પુસ્તકની આવશ્યકતા હતી તેજ પ્રકારનું એ પુસ્તક છે, એટલે એ સંબંધમાં અત્ર વિશેષ કહેવા જેવું કંઈ રહેતું નથી. હાલ દેશના સઘળા ભાગમાં જે સર્વત્ર સરકારી અને ખાનગી સંગીતસંસ્થાઓ ચાલે છે તેમાં (૧) સંગીતનું શિક્ષણ આપવાના સંબંધમાં, તેમજ (૨) તેની પરીક્ષા લેવાના સંબંધમાં અને જેટલા જ્ઞાનવાળા સંગીતશિક્ષકોની દેશને માટે આવશ્યકતા છે તેવા (૩) શિક્ષકો તૈયાર કરવાના સંબંધમાં કંઈપણ પ્રયત્ન કે હિલચાલ થતી જોવામાં આવતી નથી. જેથી એ સંબંધમાં બે શબ્દ ગુર્જર વાંચકો સમક્ષ કહેવા ઉચિત ધારૂંછું.

(૧) સંગીતનું શિક્ષણ કેટલું અને કેવી રીતે આપવું એ વિષય ઘણોજ મહત્વનો છે. શિક્ષણ કેટલું આપવું ? એટલે કે, દરેક સ્ત્રી પુરૂષે કેટલા પ્રમાણમાં સંગીત જાણેલું હોય તો સારૂં, એ પ્રથમ નક્કી કરવા જેવું છે. બાલપણથી તે મ્હોટપણ સુધી સામાન્યશિક્ષણ જેટલું મેળવવુંજ જોઇએ તે કેટલી હદ સુધી મેળવેલું હોય તો સારૂં ગણી શકાય ? એ વિચાર પ્રથમ નજર આગળ તરવરે છે. તે નકકી કર્યા પછી, એટલા પ્રમાણમાં સામાન્યશિક્ષણ મેળવી, પછી વિશેષ (ઉચ્ચ) પ્રકારનું શિક્ષણ મેળવવું એ જેની તેની ખુશી, યોગ્યતા અને સગવડ ઉપર આધાર રાખનારી બાબત છે. પરંતુ સંગીતનું અમુક હદ સુધીનું સામાન્ય શિક્ષણ, દેશના એક છેડાથી-તે બીજા છેડા સુધી એક સરખું મળેલું હોવુંજ જોઇએ. અને તેમ થાય તોજ સમગ્ર દેશની હૃદયવીણા એક સ્વર અને એક રાગમાં મેળવાઈ સઘળાંનું મુખ એક થઈ શકશે. આ પ્રધાન ઉદ્દેશના સંબંધમાં સઘળા દેશહિતચિંતકોનો ભિન્નમત થશે નહીંજ. આ ઉદ્દેશ સાધ્ય કરવા માટે ચઢતા ચઢતા ક્રમથી પ્રાથમિક તેમ ઉચ્ચ દરજ્જાની શિક્ષણ સંસ્થાઓમાં (પછી તે સરકારી હોય કે ખાનગી હોય તોપણ) કયા ક્રમથી કેટ કેટલું શિક્ષણ આપવું તેનું ધોરણ નક્કી કરી શકાશે. અમારી દૃષ્ટિએ દેશના દરેક સ્ત્રીપુરૂષો સંગીતનાં (અને તે સાથે કાવ્યનાં પણ) રસિક બને તે સારૂ નીચેના વિષયો શીખવવાની અગત્યતા છે.

(૧) ગુજરાતી ભાષાનાં પ્રાચીન કાવ્યોમાંની **દેશીઓ** અને **રાહો** ચુંટી કહાડી, તેના ચઢતા ઉતરતા ક્રમ બાંધી, તેનું સુસ્વર, તાલ, રાગથી સંગીતલેખન (નોટેશન) સહિત ગાયનવાદન.

(૨) લૌકિકગીતો કે જે હમેશાં ઘરગતુ ગવાતાં હોય તે; એ ઉપરાંત લગ્નાદિ પ્રસંગે ગવાતાં ગીતો, ધોળ પ્રભાતીયાં વગેરેનું સારી રીતે સ્વર, તાલ, રાગ, સંગીતલેખન સહિત ગાયનવાદન.

(૩) ગુજરાતી અને સંસ્કૃત ભાષા સાહિત્યમાં ઘણા વપરાતા એવા અક્ષરમેળ અને માત્રામેળ છંદો, તેનાં માપ, લોકોમાં જે રીતે પઠન કરાતાં કે ગવાતાં હોય તે રીત પ્રમાણેની રાહો, સંગીતની સાથેનો સંબંધ, તાલ વગેરેનું ગાયનવાદન.

(૪) ગુજરાતી ભાષામાં જે નાટકો આજકાલ સર્વત્ર ચાલુ છે તેમાંની, તેમ જ ઉરદુ નાટકોમાં ગવાતી, નવી નવી રચાતી અને રાગદારી વાળી રાહો અને નિર્વિકારી ગીતોનું ગાયનવાદન.

(૫) સ્ત્રીસંગીતો, કે જેમાં ગરબી, રાસડા, પરજીયા વગેરેનો સમાવેશ થાય છે, તેમાંથી જે સારી સારી રાહો હોય તે સઘળી રાહોનું ગાયનવાદન.

(૬) ગત અને વર્તમાન વિશ્વવિદ્યાલયસ્થ સાક્ષરોનાં તેમજ ઇતર વિદ્વાનોનાં રચેલાં સંગીતોનું ગાયનવાદન.

(૭) સંગીત શાસ્ત્રમાંના સ્વર, તાલ, અલંકાર, નોટેશન, થાટ અને ૫૦-૬૦ પ્રસિદ્ધ રાગની સારી માહિતી. એ દરેક રાગનાં શાસ્ત્રશુદ્ધ ગાયનો અને સાધારણ આલાપ.

(૮) વાદનકલામાં હારમોનિયમ, તબલાં અને એકાદ તંતુવાદ્ય એ ત્રણ તો ખાસ ફરજિયાત તરીકે જાણવાંજ જોઇએ. તંતુવાદ્યમાં ખાસ કરીને દિલરૂબા કે ફિડલ એ બેમાંથી એક તો અવશ્ય આવડવું જોઇએ જ.

(૯) યૂરોપિયન સંગીતમાંથી ધ્વનિશાસ્ત્ર ( એકોસ્ટિક ), નોટેશનની સ્ટાફ અને ટૉનિક સોલ્ફા એ બે પદ્ધતિઓનું સારૂં જ્ઞાન.

(૧૦) ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, ઇટાલી, રશિયા, અમેરિકા, જાપાનાદિ રાષ્ટ્રોમાં જે સંગીતો સર્વતોમુખ ગવાતાં હોય, તેમાંથીએ સારાં સારાં એવાં લગભગ ૧૦૦-૧૨૫ ગીતો ગાતાં અને વગાડતાં જાણવાં.

સામાન્ય શિક્ષણમાં, આટલું જાણવામાં આવે તો ઘણું સારૂં એમ મ્હારી દૃષ્ટિમાં આવે છે. દેશના એક છેડાથી તે બીજા છેડા સુધી આ પ્રકારે એક લક્ષ્ય રાખી શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય તો તે ઘણી જરૂરની છે. તેમાં વિશિષ્ટ સંસ્થા કે ભેદ પ્રમાણે અને જરૂરીઆત પ્રમાણે કે લાયકાત પ્રમાણે ઓછો વધતો ભાગ શીખવવામાં આવે એ ખરૂં છે. પરંતુ એકંદરે વિચાર કરતાં બાળક બાળપોથીથી શિખવા માંડે ત્યાંથી તે યુનિવર્સિટીનો બી, એ. એમ, એ. કે ડબલ અથવા ઇતર પંક્તિનો ગ્રેજ્યુએટ થાય ત્યાં સુધી, લગભગ ૨૦-૨૫ વર્ષ સુધી કેળવણીની ધુંસરી તેના ગળા ઉપર

જોતરાએલી હોય, તે બધી મુદ્દતની દરમીઆનમાં શું ઉપર કહ્યો તેટલો અભ્યાસ સંપૂર્ણ ન થઈ શકે ? એમાં અશકયતા કે વિષયની કઠિનતા જેવું કશું અમને તો લાગતું નથી. ગુજરાતી સાત ધોરણો, કન્યાશાળાનાં ધોરણો, ગુજરાતી મેલ અને ફિમેલ ટ્રેનિંગ કૉલેજો, અંગ્રેજી મેટ્રિકયુલેશન સુધીના કલાસો, અને ત્યાર બાદ યૂનિવર્સિટીની સંસ્થામાંના જુદા જુદા ઉચ્ચ વર્ગો, એમ બધી જગોએ, ઉપર જણાવેલા શિક્ષણમાંથી કેટ કેટલો ભાગ શિખવવો એ માત્ર તે તે સંસ્થાની ગ્રહણશક્તિ ઉપર ખ્યાલ બાંધી વિચાર કરવા ઉપર આધાર રાખનારી બાબત છે.

સંગીતની પરીક્ષા લેવાના સંબંધમાં એટલુંજ કહેવાનું રહે છે કે, જો ઉપર પ્રમાણે દૃષ્ટિ રાખી, દરેક પ્રકારની સંસ્થા ઉપર જેટ જેટલા શિક્ષણનો બોજો નાખવામાં આવે, અને તે પ્રમાણે ક્રમવાર પુસ્તકો રચાવવામાં આવે તોજ પરીક્ષા લેવા વિષેનું ધોરણ નિશ્ચિત થઈ શકે. માટે કેટલું અને દરેક સંસ્થાને માટે શું શું શીખવવું એ જ્યાં સુધી ચોક્કસ ન થઈ શકે ત્યાં સુધી પરીક્ષા આપવા લેવાના સંબંધમાં અગવડ તો રહેવાની જ.

સંગીતના સામાન્યશિક્ષણને માટે આપણા દેશમાં કોઈ ચોક્કસ પદ્ધતિ નિશ્ચિત થએલી નથી. તેથી સરકારી શાળાખાતામાં અને સંગીતની ખાનગી સંસ્થાઓમાં અનિયંત્રિત વ્યવહાર ચાલે છે. આપણા પ્રતાપી બ્રિટિશ સરકારે, અથવા કોઈ રાજા મહારાજાએ આ વિષયમાં પ્રયત્ન કરી, ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ અને દક્ષિણમાં જે સંગીતના વિદ્વાનો હોય તેમને એકત્ર કરી અમુક પદ્ધતિ નિશ્ચિત કરી હોત તો, તે ધોરણે સરકારી તેમજ ખાનગી શિક્ષણસંસ્થાઓમાં શિક્ષણ આપી શકાત, અને પરીક્ષા લેવા વિષેનું ધોરણ પણ નિશ્ચિત થાત. આ દેશની ટ્રેનિંગ કૉલેજોમાં પણ સંગીતના શિક્ષણનું અને પરીક્ષા લેવા આપવા વિષેનું ધોરણ મુકરર થએલું નથી. એથી અન્ય સ્થળે કેળવણી લેતા વિદ્યાર્થીઓને સંગીતનો કેટલો અને કયા પ્રકારનો અભ્યાસ કરાવવો એ સંબંધમાં મુશ્કેલી આવીને ઉભી રહે છે. કેમકે ટ્રેનિંગ કૉલેજોમાં અમુક એક વ્યકિત શિક્ષક તરીકે કામ કરતી હોય, તે પોતાની શકિત અને બુદ્ધિ પ્રમાણે જે શિખવે તેજ જાણે કે સિદ્ધશાસ્ત્ર હોયની ! એમ અધિકારી વર્ગ માની લેછે અને તેજ ધોરણે બહાર ગામથી પરીક્ષા આપવાને માટે આવનાર વિદ્યાર્થીઓની પરીક્ષા લેવામાં આવે છે. કેટલું શિક્ષણ આપવું એ નિશ્ચિત ન થાય ત્યાંસુધી તેમ બની શકે એ પણ સ્વાભાવિક છે. દક્ષિણ વિભાગ સરકારી શાળા ખાતામાં પણ એમજ ચાલે છે. ત્યાં પૂના, ધારવાડ, ધુળીયા વગેરે સ્થળે ટ્રેનિંગ કૉલેજો છે. એ બધી કોલેજોમાં અમુક એક ચોક્કસ પદ્ધતિથીજ સંગીતનું અને કાવ્યનું શિક્ષણ અપાતું હોય એમ જણાતું નથી. માટે પ્રથમ અગત્યનું

તો એ છે કે, સરકારે આ બાબતમાં વચમાં પડી, સઘળા સંગીતનિપુણો અને સાહિત્યરસિકોને એકત્ર કરી, ચોક્કસ ધોરણ બાંધી, તે પ્રમાણે શિક્ષણ અપાવવાની વ્યવસ્થા કરી આપવી. તેમ થશે તોજ તમામ શિક્ષણ સંસ્થાઓમાં કામ કરતા સંગીતશિક્ષકોની સઘળી અડચણો દૂર થઈ જશે.

ઉપર કહ્યા તેવા ઉદ્દેશથી શિક્ષણ આપી શકનારા સંગીત શિક્ષકોની ઘણીજ ખોટ છે. સંગીતના વિષયમાં પણ કેવીરીતે અને કયાં સુધી શિખવવું તે સંબંધમાં એકમત નથી. ને બધું અવ્યવસ્થિત ચાલે છે. સાધારણ ગાનારા વગાડનારાઓએ સંગીતમાં જરા ચાલાકી મેળવેલી હોય કે તુરત હારમોનિયમ કલાસ કે સંગીતકલાસ કહાઢી લોકોના ગુરૂ થઈ બેસે છે. પરંતુ તેમનામાં સંગીતનું શાસ્ત્રીય જ્ઞાન અને ગાયન કે વાદનની બાબતમાં કલાવિધાનનું કૌશલ્ય તો કિંચિત્ પણ હોતું નથી. ચાલતી આવેલી રૂઢી અને પરંપરા પ્રમાણે તે પણ ગાડું હાંકતા આવે છે; પરંતુ સમગ્ર જનસમાજને સંગીતના કયા ઉચ્ચસ્થાન તરફ ખેંચી લઈ જવાનો છે, અને તે સ્થાન પ્રાપ્ત થવા માટે જેની તેની શક્તિ કે લાયકી પ્રમાણે કેવી રીતે અને કયા ક્રમથી શીખવવું છે તેનું તો તેને સ્વપ્ન પણ હોતું નથી. એવા શિક્ષકો, સરકારી શિક્ષણ ખાતામાં હોય કે પછી ગમે તે સ્થળે હોય તો, ત્યાં તેમનું જે જ્ઞાન કે કહેવું શીખવવું હોય તેજ જાણે સિદ્ધશાસ્ત્ર કેમ હોયની ! એમ તેઓ પોતે માની લે છે, અને સંગીતના જ્ઞાન વિનાના તેના ઉપરી અધિકારીઓ બીચારા તેમના દોરવાયા દોરવાઈ જઈ વિશ્વાસ મુકી કામ ચલાવ્યા જાય છે.આથી કેટલી બધી અવ્યવસ્થા થાય છે તેને માટે એક ન્હાનું દષ્ટાંત લઈએ. ધારો કે એક શેહેરમાં એક મ્હોટું વિદ્યાલય સ્થાપ્યું છે. ત્યાં સંગીત કેટલું અને શું શું શિખવવું છે તે પ્રથમ નક્કી કર્યા વિના, સંગીત શિખવવા માટે શિક્ષકની યોજના કરી છે. તે શિક્ષક બને ત્યાં સુધી લોકોમાં પ્રતિષ્ઠા પામેલો હોય તેવો જોઇને જ રાખ્યો છે. હવે એ વિદ્યાલયની શાખાઓ ગામે ગામ ખોલી છે એમ કલ્પના કરો; ને ત્યાં દરેક સ્થળે સંગીતશિક્ષકો રાખ્યા છે ને સંગીતનુ શિક્ષણ આપવામાં આવે છે એમ ધારો. હવે જ્યારે એ બધી શાખાઓમાં શિખતા વિદ્યાર્થીઓ જ્યારે પ્રતિવર્ષ, મુખ્ય વિદ્યાલયમાં પરીક્ષા આપવા જશે અને જ્યારે જ્યારે સંગીતની પરીક્ષા લેવાશે ત્યારે ત્યારે પરીક્ષા આપનાર અને લેનારને કેટલી બધી અડચણો નડશે ? બહારગામથી આવનારાઓએ, પોતપોતાના શિક્ષકોએ જે શિખવ્યું હશે તે પ્રમાણે પરીક્ષા આપવી ? કે મહાવિદ્યાલયના સંગીતશાસ્ત્રીજી જે પરીક્ષા લે તે પ્રમાણે આપવી ? કદાચ ધારો કે બહારગામની શાળાઓમાં શિખવનારા સંગીતશીક્ષકો અજ્ઞાની હોય, પરંતુ મહાવિદ્યાલયમાં સંગીતની પરીક્ષા લેનાર મહાશય પોતે પંડિત છે કે કેમ, અને તે કદાચ હોય તોપણ

તેમણે નક્કી કરેલી પદ્ધતિ, સઘળા સંગીતનિપુણોને માન્ય છે કે નહીં તેની ખાત્રી શું? તે પોતે જે શિખવે તેજ સિદ્ધશાસ્ત્ર છે એમ તો કંઈ કહી શકાય નહીંજ. મતલબ કે બધી તરફથી અવ્યવસ્થા.

એક તરફથી જેમ સંગીતના શિક્ષણનું સ્વરૂપ ચોક્કસ કરવાની જરૂર છે તેમ બીજી તરફથી એ સ્વરૂપ આપનારા લાયક સંગીત શિક્ષકોની પણ જરૂર છે, પરંતુ એકવાર સર્વાનુમતે અભ્યાસક્રમ અને તેનાં ધોરણવાર પુસ્તકો રચાવવામાં આવે તો તે પ્રમાણે શિખવનાર સંગીત શિક્ષકો તો મળી આવશેજ.

હાલની ગુજરાતી વાચનમાળામાં બાળપોથીથી તે સાતમી ચોપડી સુધીમાં આવેલી કવિતાઓ કાવ્ય દૃષ્ટિથી યોગ્ય છે એમ કદાચ કોઈ કહી શકશે, પરંતુ સંગીતની દૃષ્ટિથી તો તેમાંની ઘણીખરી નાપસંદ તરીકે ગણી શકાશે; કેમકે તે બધી, સંગીતના કોઇપણ પ્રકારના ક્રમ કે ઉદ્દેશ વિનાની છે. અમદાવાદ અને રાજકોટમાં મેલ અને ફિમેલ ટ્રેનિંગ કૉલેજો છે, પરંતુ તે બંને કૉલેજોએ સંગીતના અભ્યાસ સંબંધી એકમત થઈ દેશના આગેવાન સંગીતનિપુણો તથા સાહિત્યરસિકોના મત પ્રમાણે અમુક અભ્યાસ નિશ્ચિત કરેલો હોય તેમ જણાતું નથી. નોટેશન, શાસ્ત્રભાગ, રાગવિચાર, તાલ પ્રકરણ વગેરે વિષયમાં શું શું અને દરેક ધોરણવાર કેટકેટલું શિખવવું એ સંબંધમાં કશું નિશ્ચિત થએલું જણાતું નથી. જો કે, ત્યાં સંગીત શિક્ષકોની ગોઠવણ તો કરવામાં આવેલી છે જ.

પરંતુ મહાન્ આશ્ચર્યની વાત તો એ છે કે, યૂનિવરસિટી જેવી પ્રતિષ્ઠિત સંસ્થામાં સંગીતના શિક્ષણનું તો કશું નામ નિશાન પણ ન મળે! યૂનિવર્સિટીમાંથી પસાર થએલો એક સારો ગ્રેન્યુએટ–વિદ્વાન સાધારણ તાલ, સ્વરના અનુભવિકજ્ઞાન વિનાનો અને બેસુરો રહી જાય એ શું યોગ્ય કહી શકાશે? રાગ જેવા મહત્વના અને કર્ણેન્દ્રિય પ્રધાન વિષયના સંબંધમાં, એ કંઇપણ સમજતોજ ન હોય એ શું ઓછા ખેદની વાત છે? એવા ગ્રેન્યુએટો યુનિવર્સિટીમાંથી બહાર પડયા પછી પરવારી ઘેર બેઠા પછી જ્યારે તેઓ સંગીત શિખવાને માટે અમારી પાસે આવે છે ત્યારે અમારી સ્હામે મુશ્કેલીના મ્હોટા ડુંગરો આવીને ઉભા રહે છે! અને વિચાર કરવો પડેછે કે, આવા વિદ્વાન મહાપુરૂષને શી રીતે સુરીલા બનાવી શકાશે! તદ્દન ગામડાં ગોઠડાંની સ્ત્રીઓ, વગર શીખે ગરબી-રાસડા ગાય છે, લયબદ્ધ તાળી પાડે છે અને સુરીલી હોય છે તે આપણે ઘણીવાર જોઇએ છીએ. તેમનામાં જે એક પ્રકારનું સુરીલાપણું અને ગાનત્વ જોવામાં આવે છે તેનો લેશ અંશ પણ આ ગ્રેન્યુએટ મહાશયને યૂનિવર્સિટી જેવી સર્વમાન્ય ગણાતી સંસ્થામાંથી ન મળે એ શું થોડા ખેદની વાત છે? સંગીતનો અભ્યાસ જ્યાં બાળપણથી જ શરૂ થવો જોઇએ ત્યાં ૧૦૦ વર્ષની ઉમર થવા જેવી

સ્થિતિમાં આવ્યા પછી ગ્રેજ્યુએટ મહાશય સંગીતનો એકડો ઘુંટવા બેસે એ શી રીતે બની શકે ? તે તો જૂના વાંકા ચુંકા વૃક્ષને સીધું કરવા જેવું છે. માટે એ સંબંધમાં નામદાર બ્રિટિશ સરકારને અને કેળવણી ખાતાના અધિકારીઓને અમે નમ્રતાથી સૂચવીએ છીએ કે, બાળપોથીથી તે સાતમા ધોરણ સુધી, ટ્રેનિંગ કૉલેજના પહેલા વર્ષથી તે ત્રીજા વર્ષ સુધી અને યૂનિવર્સિટીના શિક્ષણ ક્રમમાં, એમ ત્રણ સ્થળે સંગીત શિખવવાનું પસંદ કરી, એને માટે ખાસ વિચાર કરનાર એક કમિટિ સ્થાપીને તે દ્વારા બધો અભ્યાસક્રમ નિશ્ચિત કરી, શિક્ષણ આપવું અત્યંત જરૂરનું છે. તેમ થશે તોજ વિદ્વાન વર્ગ સુરીલો અને સુરાગી થશે; તે ઉપરાંત લલિતકલાના સંભારથી તેમનું અંતઃકરણ સહૃદય બની જશે. યૂરોપ તેમજ અમેરિકા જાપાનાદિ સુધરેલા દેશોમાં તો સંગીતનું શિક્ષણ છેક બાલપણથી ગળથુથીની માફકજ આપવામાં આવે છે. ત્યાંનાં દરેકે દરેક (સાધારણ તેમજ વિદ્વાન) સ્ત્રીપુરૂષો સંગીતના અનુરાગી હોય છે. સ્વર, તાલ, કાળ, નોટેશન, એકાદ વાજીંત્રનું વાદન ઘણાંખરાં પ્રસિદ્ધ લોકગીતો, એટલું તો દરેક સુશિક્ષિત મનુષ્ય જાણેજ છે. જાપાનમાં તો સંગીતકલાની કેળવણી સર્વત્ર અપાતી અને ત્યાંની સ્ત્રીઓની ગાત્રવીણા સદા સર્વદા છેડાતી રહેલી મ્હેં અનુભવેલી છે. જાપાનમાં જઇને જોશો તો દરેક જાપાનીઝ સ્ત્રી, સંગીતનું સદા ગુંજન કરતી જોવામાં આવશે. સંગીતનું ગુંજન કરવું એ તો તેમનો સહજ સ્વભાવ જ થઈ પડચો છે. જે મસ્તિષ્ક સદા સર્વદા સંગીતના સ્વરોથી ભરત રહે છે તેને દુઃખની કે સંસારના કોઈ પ્રસંગે થઈ આવતા અસામાન્ય હૃદયાઘાતની અસર ઘણી ઉંડી થતી નથી. એ નાદાનુસંધાનયોગમાં માનવાનું પ્રવેશન થતાં, આ સંસારનાં દુઃખોનું સ્પર્શન અને તેનું ઊંડું સંસ્કરણ નહીં જેવું થતું રહે છે એ કંઈ ઓછો લાભ નથી. જેથી આખરે અમે અમારા પરમ પ્રતાપશાલી અને મહાવૈભવશાલી બ્રિટિશ સરકારને વિનંતિ કરીએ છીએ કે, ત્હેમણે સ્થાપિત કરેલી કેળવણીની સંસ્થામાં, સંગીતના વિષયને મહત્વ આપી તેનું શિક્ષણ આપીને પ્રજાને સુરીલી બનાવશે.

આ મુંબઇ શેહેરની પ્રાથમિક તેમ ઉચ્ચ દરજ્જાની કેટલીક અંગ્રેજી હાઇસ્કુલો અને કૉલેજોમાં પાશ્ચાત્ય સંગીતનું શિક્ષણ આપવાનો થોડો ઘણો પ્રયત્ન ચાલે છે, તે સંબંધમાં તેના ચાલકોને થોડીક સુચના કરવી ઇષ્ટ ધારીએ છીએ. તે એ કે, કેવળ અંગ્રેજી સંગીત આપણા દેશને ઘણું ઉપયોગનું નથી. પાશ્ચાત્ય સંગીતના સંબંધમાં મારો કોઈ અભિપ્રાય પૂછે તો હું એટલુંજ કહીશ કે "તે એક બાલખેલ જેવું છે." તેના અસાધારણ મહાત્મ્યનું ગાન કરવામાં જેઓ ગાંડા બની જાય છે, તેમને હિંદુસ્થાની સંગીતનો યત્કિંચિત્ પણ અનુભવ હોતો નથી. પાશ્ચાત્ય સંગીતમાં જો કોઈ બાબત સારી હોય તો તે **નાદશાસ્ત્ર** (એકોસ્ટિક) અને **નોટેશનની**

પદ્ધતિ એ બેજ છે. તેમાં નાદશાસ્ત્ર એ તો માત્ર સ્વરની સુસ્વરતાનો વિચાર કરે છે, પરંતુ એ શાસ્ત્ર કંઈ સંગીતની ક્રિયામાં, રાગ રાગણીના આલાપાદિકનો વિસ્તાર કરવામાં પ્રત્યક્ષ રીતે ઘણું ઉપયોગી નથી જ. નોટેશન પદ્ધતિ જો કે સારી છે, પરંતુ તેમની નોટેશન પદ્ધતિ જે પાયા ઉપર રચાએલી છે તે તરફ જોતાં આપણા સંગીતલેખનને માટે તે સર્વથા અનુકૂળ નથીજ, માત્ર તેનું જ્ઞાન હોવું જોઈએ એને માટે કોઇનો ભિન્ન મત પડશે નહીંજ. એ બે બાબતો ઉપરાંત ત્રીજી બાબત સંગીતો, રાગ રચના વગેરેની રહી; તો તે સંબંધમાં યુરોપિય સંગીત ઘણુંજ પછાત છે. તેમનામાં સારામાં સારી ગણાતી રાહ, કે ગીતની સ્વરરચનાની કિમત "મારા મનમાં તનમાં ભર્યો છે ઠર્યો છે"જેવા ગાયનની સાથે પણ કોઇ રીતે વિશેષ આંકી શકાશે નહીં. વિદ્યાર્થી અવસ્થાનો ઘણો ખરો સમય અંગ્રેજી સંગીતના પરિચયમાં પસાર થવાથી વિદ્યાર્થીનું મગજ સંગીતના વિષયમાં ઘણુંજ એકતરફી અને ચમત્કારિક બની જાય છે, કે જેને પછી હિંદીસંગીતની ઉચ્ચતા, સુસ્વરતા, નૈસર્ગિકતા, લાલિત્ય વગેરે સંબંધી રસિકતા પ્રાપ્ત થવાને વરસો સુધીનો સમય વ્યતીત કરવો પડે છે. આપણા સમાજમાં તેવા વિદ્યાર્થીઓનો કશો પરિણામ કારક ઉપયોગ થઈ શકતો નથી અને કરી શકાતો પણ નથી. આથી અંગ્રેજી સંગીત કેવળ ન જ શીખવવું એમ કંઇ નથી, પરંતુ તે ગૌણપણે અને હિંદી સંગીત પ્રધાનપણે જ શીખવવું જોઇએ. ને તેમ થશે તોજ પરિણામકારક ફલપ્રાપ્તિ થઇ શકશે. માટે હમે અંગ્રેજી શિક્ષણસંસ્થાના ચાલકોને નમ્રતાથી સૂચવીએ છીએ કે, હિંદી સંગીતનું શિક્ષણ પ્રથમથીજ આપવું એજ ઘણું લાભકારક છે. પરંતુ તે ઉપર દુર્લક્ષ્ય કરી માત્ર અંગ્રેજી જ સંગીત શીખવવું એ અમારી દૃષ્ટિએ નકામું છે.

આ પ્રમાણે આખા દેશમાં સંગીતના શિક્ષણ વિષેની બેદરકારીનું ભાન કરાવ્યા પછી હવે આ પુસ્તકમાં સંગ્રહેલાં સંગીતોના સંબંધમાં થોડાક વિચાર જણાવી લઉંછું. અત્રે (મુંબઈ) ની ઘણીખરી ખાનગી ખર્ચથી ચાલતી શિક્ષણસંસ્થાઓમાં સંગીતનું શિક્ષણ હાલ કેટલાંક વર્ષથી મ્હારા તરફથી અપાય છે. તે શિક્ષણ આપતી વખતે વિદ્યાર્થીઓને જુદે જુદે પ્રસંગે જેજે ગીતો આપવામાં આવેલાં તે સઘળાંનો સંગ્રહ કરવામાં આવ્યો છે **ગુર્જરગીત લહરી** નામના પ્રથમ વિભાગમાં ૧૪૯ ગીતો આપેલાં છે તેમાંનાં ઘણાંખરાં ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષરોનાંજ પસંદ કરેલા છે. પ્રજામાં એકે અવાજે ગવાતાં ઘણાંખરાં ગીતો, ને તેની રાહો, એ પ્રકરણમાં આવી ગઈ છે. એટલે કે એક રીતે લગભગ લોકપ્રિય સંગીતો–( પૉપ્યુલર સૉંગસ્ ) નુંજ એ પ્રકરણ છે એમ કહીએ તો ચાલે. એ પછી **છંદ લહરોમાં** અક્ષર અને માત્રા વૃત્તો માપ સહિત આપ્યાં છે. દરેક વૃત્તને માટે એક એક ઉદાહરણ લીધું છે તે પણ પ્રસિદ્ધ સાક્ષરકૃતિમાંનું પસંદ

કરવામાં આવ્યું છે. **ભાષા ગીતલહરી** નામના ત્રીજા વિભાગમાં તો કેવળ શાસ્ત્રીય રાગનાં ગીતોનો જ સંગ્રહ કરેલો છે. ચાલુ વ્યવહારમાં જે પ્રસિદ્ધ ૫૦-૬૦ રાગો ગવાય છે તે દરેકનાં બે બે ત્રણ ત્રણ ગીતો આપવામાં આવ્યાં છે. અને તેમ કરતાં એકંદર ૪૫૦ ઉપરાંત ગીતો (સાહિત્યો) નો સંગ્રહ થઈ ગયો છે. વિદ્યાર્થીઓને ગીત આપતી વખતે બે ત્રણ બાબતો શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવી ઘટે છે. એક તો ગીતની રાહ મધુર અથવા આનંદપ્રદ હોવી જોઇએ. બીજુ ગીતનો ભાવ, રાગ અથવા રાહની સાથે એકરૂપ થઇ ગએલો હોવો જોઇએ. અને ત્રીજું એ કે, ગીતમાં કદાચ શૃંગાર વર્ણવેલો હોય તો તે અમુક હદ ઓળંઘી ગએલો નહી હોવો જોઇએ; એટલે કે તે માત્ર સ્વકીયા નાયિકાના નિર્વિકારભાવવાળો હોઈ શકે તેટલા જ પુરતો મર્યાદિત હોવો જોઇએ. બાકી તો ખાસ કરીને આત્મજ્ઞાન, વેદાંત, યોગ, ઇશભકિત, રાજ્યભકિત, રાષ્ટ્ર-ભક્તિ, દેશભકિત, માતાપિતા ગુરૂજન સેવા, વિશુદ્ધ પ્રેમ, નીતિ, હાસ્ય, ગંમત, ચારિત્ર્ય, સામાન્ય જ્ઞાન, કુદરતનાં વર્ણનો વગેરે વિષયો જેમાં વર્ણવેલા હોય તે પ્રકારનાંજ ગીતો વિદ્યાર્થીઓના હાથમાં આપવાં જોઇએ. નાટકમાંનાં અને રાગદારીનાં હિંદી ગીતો ઘણાં ખરાં અતિશય શૃંગારિક હોય છે; તે એટલે સુધી કે બે સારા માણસો બેઠા હોય તો તેમની આગળ ગાતાં પણ આપણે લજ્જિત થઇએ. પરંતુ એવાં ગીતોમાંથી જે ગીતની સ્વરરચનાની ગુંથણી અને રાગસ્વરમાલાઓ ઘણી મનોરંજક છે એમ જણાઈ આવતાં, તે ગીતની મોહક રાહથી આકર્ષાઈ, એ રાહ (ચાલ) કાયમ રાખી, તેમાં નવીન ગીત રચવાનો ભાર મારે માથે આવી પડતો. કવિતા રચવાનો મ્હને ઝાઝો મ્હાવરો નથી, પરંતુ સુંદર રાહવાળાં ઉત્તમ ગીતો મળી આવતાં તો તેની રાહમાં નવાં નવાં શાળોપયોગી ગીતો રચીને વિદ્યાર્થીના હાથમાં આપવાની ફરજ પડતી, ને તેમ કરતાં કરતાં જેટલાં ગીતો* રચાતાં ગયાં તે બધાંએ આ સંગ્રહમાં જ નાખી દીધાં છે. ખાસ કરીને તો સ્વર્ગસ્થ **ગંગાસ્વરૂપ જમનાબાઈ સકકઈના** પરિશ્રમથી સ્થપાએલ **હિંદુ સ્ત્રીમંડળ** નામની સંસ્થામાં શિક્ષણ લેતી, તેમજ પ્રખ્યાત શેઠજી **શ્રીમાન્ નરોત્તમદાસ મુરારજી ગોકુળદાસ**ના પરિશ્રમ અને ખરચથી ચાલતા **હિંદુ ગુજરાતી સ્ત્રીશિક્ષણ** વર્ગોમાં શીખતી, અને બેહેસ્તનશીન **શેઠ સોરાબજી શાપુરજી બંગાલીની** કરેલવાડી વાળી પારસી કન્યાશાળામાં શિક્ષણ લેતી, બાલાઓ અને યુવતિઓના ઉપયોગ માટે શાળોપયોગી સંગીતો તરીકે જ આ સંગ્રહ કરવામાં આવેલો હતો.

---

* મ્હારી ગીત રચનાને 'ગીત' કહેવા કરતાં "જોડકું" કહેવું વધારે સયુક્તિક છે. કેમકે ગીતમાં જે ઉત્તમ પ્રતિભાવાન કાવ્ય હોવું જોઇએ તેવું કાવ્ય રચવું એ મ્હારી શક્તિની બહારની વાત છે.

એ બધી સંસ્થાઓમાં આજ સુધી જે જે ગીતો શીખવેલાં તે, તથા બીજા ૨૦૦ ઉપરાંત ગીતો નવાં ઉમેરીને આ પુસ્તકના રૂપમાં આખો. સંગ્રહ જનસમાજ આગળ મુકી શકાયો છે. તે જો ગુજરાતનાં કાવ્ય અને સંગીતનાં રસિક સ્ત્રીપુરૂષોના, તેમજ કેળવણીની સંસ્થાઓમાં શાલોપયોગીગીતો તરીકે ઉપયોગમાં આવે તો પ્રસિદ્ધ કરનાર અને સંગ્રહકારનો શ્રમ સફલ થએલો ગણાશે.

**સંગીતમંજરી, મધુબિંદુ, ગોપકાવ્યો, ગજલીસ્તાન** વગેરે જેવા સંગ્રહો પ્રધાનપણે તો કાવ્ય દ્દષ્ટિથી જ થએલા છે, પરંતુ આમાં તો કેવળ સંગીતની દૃષ્ટિ જ પ્રધાનપણે રાખેલી છે એ અત્રે ખાસ સૂચવવું ઇષ્ટ છે. એથી કરીને ઘણાંક ગીતોમાં કાવ્યનો લેશ અંશ પણ ન હોવા છતાં તે લેવાનું કારણ તેની ઉત્તમ રાહ અથવા તેની સુંદર સ્વર-રાગ રચના એજ છે. સંગીતના ગ્રંથોમાં ગીતનું લક્ષણ એવું કરેલું છે કે "રંજન કરી શકે એવા સ્વરોનો જે સંદર્ભ-ગુંફન-ગુંથણી કે પ્રવાહ તે ગીત કહેવાય છે ( रंजकः स्वरसंदर्भो गीतमित्यभिधीयते ). " સંગીતના **એપ્લાઇડ મ્યૂઝીક** ( પ્રયોજિત સંગીત અથવા કાવ્યોદ્દીપક સંગીત) અને **પ્યૉર મ્યૂઝીક** ( શુદ્ધસંગીત અથવા કાવ્યાલિપ્ત સંગીત) એવા બે પ્રકાર મનાય છે તે પ્રસિદ્ધ છે. એમાંના શુદ્ધ કે કેવલ સંગીતની દૃષ્ટિથી જ આ લક્ષણ સંગીતરત્નાકરાદિમાં કરેલું છે તે સહજ ખ્યાલમાં આવી શકશે. એ રીતે જોતાં જેની સ્વર-રાગ રચના કર્ણમનોહર હોય તેવાં, પરંતુ જેમાં કાવ્યનું દિવ્ય પ્રાતિભતત્વ-રહસ્ય કદાચ ન પણ સમાયલું હોય તેવાં ગીતો આમાં જે આવેલાં છે તેનું કારણ આથી ધ્યાનમાં આવશેજ.

આજ પુસ્તકની પહેલાં કેવળ સ્ત્રીઓનાં જ ગીતોનું **સ્ત્રીગીતાવલિ** નામે એક પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવેલું છે. એમાં કેવળ ગરબીઓ અને રાસડાઓનો જ સંગ્રહ છે. સરકારી કન્યાશાળાઓમાં આજ કેટલાંક વર્ષથી **નવલ ગરબાવલી** ટેક્સ્ટ બુક તરીકે સરકાર ચલાવે છે. એને ઘણાં વર્ષ થઈ ગયાં. એમાંનાં કેટલાંક ગીતોની રાહો અને પદ્યબંધન હવે આ સમયને માટે બહુ રુચિકર ધારી શકાય તેમ નથીજ. માત્ર નવલરામ ભાઇનીજ ગરબીઓ ચલાવવી અને બીજા ઉત્તમ સાક્ષરોની ઉત્તમ કૃતિઓનું ઓળખાણ ગુર્જર બાળકીઓને ન જ થવા દેવું એ કંઈ યોગ્ય તો નથી જ. એ કોચરબની સાલને લાયક " અચકો મચકો **કારેલી** " જેવી અને ચાર ચોક્કા, ૭ ચોક્કા જેવા તાળવાળી રાહો હવે મધુર લાગશે નહીંજ. વર્તમાન સ્ત્રીવર્ગ હવે નવીન પ્રતિભાશાલી કાવ્ય-પદ્ય-ગીતના આસ્વાદને યોગ્ય થયો છે. શ્રીયુત નરસિંહરાવ ભાઈ, શ્રીયુત ન્હાનાલાલ કવિ, શ્રીયુત રમણભાઈ, શ્રીયુત મણિશંકર ભટ્ટ અને અન્ય વર્તમાન તેમજ ગત ગુર્જર કવિવૃંદોની કૃતિઓનો સત્કાર સ્ત્રીવર્ગે હવે સર્વત્ર કરવા માંડયો છે. નવલ ગર-

બાવળીનું મહાત્મ્ય "બાળગરબાવળી" તરીકે કદાચ ગણી શકાશે; પરંતુ પ્રૌઢવયની કન્યાઓ અને યુવતિઓને માટે તો તે સર્વથા લાયક ગણી શકાશે નહીંજ. જેથી હવે કન્યાશાળા અને ઇતર સ્થળે શિક્ષણ લેતી મ્હોટી ઉમ્મરની કન્યાઓ અને યુવતિઓના હાથમાં "નૂતન-નવલ ગરબાવલી" જ આપવી ઘટે છે. સ્ત્રીઓને લાયકનું સાહિત્ય હવે બધી તરફથી રચાતું જાય છે, જુનું બહાર આવે છે, ને જે કર્ણમધુર હોય તે આગળ પડી ખીલતું જાય છે. એટલે એવા અરસામાં તે સઘળાં સુલલિત કાવ્યકુસુમોના સંગ્રહવાળા અવનવા ગુચ્છો તૈયાર કરી, સ્ત્રીસંસ્થાઓમાં ટેકસ્ટબુક તરીકે મંજુર કરવાની જરૂર છે. **ગીતમાળા, સૌભાગ્ય સંગીતસંગ્રહ** વગેરે જેવા પ્રયત્નો આજે પ્રશંસનીય ગણાય છે તે, અમો આ જે કહેવા માગીએ છીએ તે વિષેની સારી સાક્ષી પુરે છે. આ વાત આપણા પ્રજાપાળ સરકારની નજર આગળ લાવવી, એ અમારૂં કર્તવ્ય સમજીએ છીએ.

અંતમાં સંગીતનું શિક્ષણ કેવું હોવું જોઇએ એ સંબંધમાં થોડીક સૂચનાઓ કરવી યોગ્ય ધારીએ છીએ સંગીતની શિક્ષણ પદ્ધતિ જેમ બને તેમ મનોરંજક પરંતુ શાસ્ત્ર શુદ્ધ હોવી જોઇએ. જે પદ્ધતિ મનોરંજકપણાના તત્વ ઉપર દૃષ્ટિ રાખી બાંધવામાં આવેલી હોતી નથી, તેવી પદ્ધતિનો ભાર બીચારા વિદ્યાર્થીઓ ઉપર આવી પડે છે. અને તે પરીક્ષેચ્છુ વિદ્યાર્થીઓ કેવળ પાસ થવાના સાધ્ય ઉપર દૃષ્ટિ માંડી મુંગે મ્હોંએ ઉપાડી લેછે. કેમકે એવી પદ્ધતિથી સંગીતનું શિક્ષણ લેતી વખતે વિદ્યાર્થીઓનો આનંદ અને ઉમંગ શરૂઆતથી તે આખર સુધી જે કાયમ રહેવા જોઇએ તે રહેતો નથી. આનું મુખ્ય કારણ તો એ છે કે, સંગીતની તાલીમ આપતી વખતે ચલાવવામાં આવતાં ગીતો કર્ણમધુર, લોકપ્રિયતા, ઉત્તમ કાવ્યરસ, ઉત્તમ રાગરચના અને વ્યવહારૂ ( એટલે કે સમાજમાં તુરતજ ગાવા બજાવવા યોગ્ય થઈ પડે એવાં ) છે કે કેમ, તેનો વિચાર કરી પસંદ કરેલાં હોતાં નથી. આ વાત ઘણા વર્ષના અનુભવથી મ્હારા ખ્યાલમાં આવી છે. સંગીતની પ્રસિદ્ધ સંસ્થાઓ આ પ્રકારની મનોરંજક શિક્ષણપદ્ધતિને અભાવે બરાબર ચાલતી નથી; ને વિદ્યાર્થી જે આનંદના લાભથી ઉમંગ ભેર આવે છે તે ઉમંગ, સંગીતનો અભ્યાસ ચાલુ કર્યા પછી ઘણા વખત સુધી ટકી રહેતો નથી ને આખરે કંટાળી નાસીપાસ થઇ, શાળા કે ક્લબની ફી એ કે ત્રણ જ મહિના સુધી ભરીને રસ્તો પકડે છે. એ કારણથી મ્હેં જે પદ્ધતિ સ્વીકારી છે તે આ પ્રમાણે છેઃ—શરૂઆતમાં સ્વરના થોડાક ( ૮-૧૦ ) સાદા અલંકાર; તે સાથે સાથે સ્વદેશની ભાષામાં જે જે લોકપસંદ ગીતો સર્વતોમુખ ગવાતાં હોય તેમાંથી સાદાં, સહેલાં અને રાગ રાગણીઓવાળાં ચુંટી કહાઢી તે ચલાવવાં. એવાં પોણા-સો

ગીતોની સાથે સાહિત્યમાં વપરાતાં મુખ્ય મુખ્ય વૃત્તો પણ શીખવવાં. આ પ્રમાણે શરૂઆતથીજ લોકપસંદ ગીતો ચલાવવાથી વિદ્યાર્થી સેહેલાઈથી ઉપાડી લેછે, આરંભથીજ તેમના કાન કેળવાઈ, સારી નરસી રાહ, તાલનો આઘાત પ્રત્યાઘાત, સુરીલાપણું અને રાગની છાયા એટલાંનું ભાન થવા-માંડે છે. જે સંગીતો આખા જનસમાજમાં ઘરગતુ રીતે, નાટકોમાં, ગંમતોમાં, પાર્ટીઓમાં, માંગલિક પ્રસંગોમાં ગવાતાં હોય અને જે ઘણાં ખરાં આખા દેશમાં સ્થળે સ્થળે ગવાતાં સાંભળવામાં આવતાં હોય તેજ સંગીતો, તાલ સ્વરના વ્યવસ્થિત ધોરણથી શીખવવામાં આવતાં વિદ્યાર્થીને શીખવામાં ઘણી મુશ્કેલી પડતી નથી; ને તેનો હર્ષ અંતસુધી કાયમ રહીને તે ઉત્સાહથી આગળ વધતો રહે છે. શિક્ષકને પણ શીખવવાની બાબતમ ઘણી મુશ્કેલી પડતી નથી. સંગીતમાં મુખ્યત્વે જે શીખવાનું છે તે રાગ છે. એ શીખવાનો અધિકાર ત્યારેજ આવે છે કે જ્યારે સ્વર, તાલ, થાટ અને રાગત્વ, એ ચાર બાબતોનું ભાન થઈ શકે. એને માટે હવે પછી મેં જે પદ્ધતિ બતાવેલી છે તેપ્રમાણે વિદ્યાર્થી અભ્યાસ કરતો રહે તોજ તે રાગ શીખવાને માટે જલદીથી લાયક થાય છે. એ પદ્ધતિ મ્હારા ૩૦ વર્ષના અનુભવનું ફળ છે એટલુંજ નહીં પણ સર્વથા વ્યવહારુ, મનોરંજક, સહજ સાધ્ય અને સહજાનંદદાયક છે. હવે પછી જે અભ્યાસક્રમ બતાવ-વામાં આવશે તે પ્રમાણે શિક્ષણ મેળવ્યા પછીથીજ રાગની **વિદ્યા** અને તેની **કલા** એ બંને શીખવાનો અધિકાર પ્રાપ્ત થઈ શકે છે. તેવિના નહિં. જુની પધ્ધતિવાળા તેમ હાલ જેઓની ખ્યાતિ ઉત્તમ સંગીતનિપુણ તરીકે છે તેવાઓ, ઉપરોક્ત ક્રમ પ્રમાણે શિક્ષણ નહીં આપતાં, શરૂઆત-થીજ એકદમ રાગમાલિકાઓ કે રાગદારીનાં ગીતો ચલાવે છે. એ યોગ્ય નથીજ. અંગ્રેજી ભાષાનું કશું પણ જ્ઞાન ન હોય તેને અંગ્રેજી શીખવવા માટે એકદમ બીએના વર્ગમાં બેસરવા જેવુંજ ગણી શકાય. એ પદ્ધતિથી વિદ્યાર્થી બીચારો જ્ઞાનલવદુર્વિદગ્ધ બની તેની ત્રિશંકુવત્ સ્થિતિ થઈ જાય છે. જુના ગવૈયાઓની અસલી રીત પ્રમાણે તો સંગીત શીખવા માટે વિદ્યાર્થી ઉસ્તાદ પાસે જાય કે, તેને 'સુર' ભરાવી પ્રથમથી જ "ભૈરવનું ધ્રુપદ" આપે છે. આથી તેનું અંતઃકરણ સંગીતના જ્ઞાન વિષયમાં કેવળ ભૈરવ જેવુંજ રહી જાય છે, ને તેનામાં સંગીતનું ખરૂં રસિકતત્ત્વ શું છે તે ખ્યાલમાં આવતાં વર્ષોનાં વર્ષ લાગી જાય છે.

હવે પછી બીજાં બે પુસ્તકો પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા થશે; તેમાંનું એક **ગાયનશાસ્ત્રપ્રવેશિકા** અને બીજું **સ્વરરાગતરંગિણી.** ગાયન-શાસ્ત્રપ્રવેશિકામાં નાદ, સ્વર, વિકૃતસ્વર, તાલ, કાલ, નોટેશન, પ્રસ્તાર, વાદી સંવાદી, રાગ, પ્રબંધ–ગીતરચના, આલાપ, તાનાદિ સંગીતશાસ્ત્રના

મુખ્ય મુખ્ય વિષયો સવાલ જવાબ રૂપે સરલતાથી ટુંકામાં સમજાવવામાં આવશે, કે જે **ગાયનવાદન પાઠમાળામાં** બહુ વિસ્તારથી સમજાવવામાં આવેલા છે. સ્વરરાગતરંગિણીમાં અભ્યાસીઓને માટે સરગમ તથા અલંકારનાં મનોયત્નો, દરેક તાલની સરગમો અને ગીતો; બધા થાટ અને ઔડવ રાગનાં ગીતો, તે દરેકના ૮-૧૦ તાન પલટા આપી, એ બધાનો એક ન્હાનો ભાગ પ્રસિદ્ધ કરવામાં આવશે. અને ત્યાર બાદ તેનાજ બીજા વિભાગમાં દરેક રાગનાં પ્રખ્યાત ગીત, તાન પલટા અને આલાપ આપવામાં આવશે. એકંદરે **શાસ્ત્ર** અને **કલા** એ બંને અંગોમાં વિદ્યાર્થીઓનો સારી રીતે પ્રવેશ થઈ શકે તે માટે ગ્રંથરૂપ સાધનની જેટલી આવશ્યકતા છે તે બધી, હવે પછી પ્રસિદ્ધ થતા આ બે પુસ્તકોથી પ્રાપ્ત ગઈ શકશે એટલું સંગીતના અભ્યાસીઓને અગાઉથી સૂચવી રાખું છું. **સ્ત્રીગીતાવલી** અને **ગીતલહરી** એ બંને પુસ્તકો પ્રસિદ્ધ થઈ ગુર્જર બંધુઓના હાથમાં મુકાયાં છે તેનું શ્રેય **હિંદુ સ્ત્રીમંડળ**નાં સંચાલકોનેજ ઘટે છે. વળી પ્રખ્યાત શેઠ સાહેબ **શ્રીમાન્ નરોત્તમદાસ મુરારજી ગોકુળદાસે** પણ આ પુસ્તકને સારૂં ઉત્તેજન આપ્યું છે, એ મ્હારે નમ્ર અંતઃકરણથી જણાવવું જોઇએ. આજકાલ કાવ્ય અને સંગીત પ્રત્યે પ્રજાની અભિરૂચિ વધતી જાય છે એ આપણા દેશની રસિકતા સૂચવે છે. આ પુસ્તકમાંનાં સંગીતો પસંદ કરીને સાક્ષર શ્રીયુત **હિંમતલાલ ગણેશજી અંજારીયાને** બતાવતાં તેઓ સાહેબે દરેકે દરેક ગીતો તપાસી, પસંદ કરી, ઘણીંજ ઉપયોગી સૂચનાઓ કરી પોતાનો સદ્ભાવ દર્શાવ્યો છે, એ સંબંધમાં એઓશ્રીનો ઘણોજ આભારી છું.

અંતે આ સમસ્ત સંગીતરૂપ વિશ્વ પ્રપંચ જે વ્યષ્ટિ સમષ્ટિ નાદબ્રહ્મના વિવર્ત્ત રૂપે વિલસી રહ્યો છે તે વિવર્ત્તના એક અલ્પ અંશ તરીકે આ સમગ્ર લેખ પ્રકાશિત કરી-તેના દ્રષ્ટા તરીકે-સ્વ સ્વરૂપમાં સ્થિત થાઉં છું. ઓમ્. ઓમ્. ઓમ્.

**મુંબઈ.**

**શાંતિકુંજ** (સાંતા ક્રુસ)
**પ્રેમભવન** (વીલેરવીલા)
તા. ૧-૨-૧૭

**ગણુપતરાવ ગોપાળરાવ,**
**બરવે.**

# ંગીત શિક્ષણ પદ્ધતિ.

## અને તે સંબંધમાં

## શિક્ષકોને તેમજ વિદ્યાર્થીઓને સૂચના.



સંગીતના શિક્ષકોએ ગાયનશાસ્ત્ર અને કલાની તાલીમ આપતી વખતે જે શાસ્ત્રીય માહિતી આપવી જોઇએ તે કેવી, કેટલી, કયા શાસ્ત્રીય શબ્દોથી અને કયા અભ્યાસ પાઠોથી આપવી જોઇએ એ સંબંધમાં દરેક વિષય વાર સૂચના આપીએ છીએ, તે પ્રમાણે શીખવતા રહેવું. એથી સમગ્ર દેશમાં ગાયન વિદ્યાની ઉપપત્તિ (થીઅરી) ની એક સરખી રીતે, એકજ પરિભાષાથી માહિતી તથા તાલીમ મળતી રહેશે. આ સંબંધમાં ગુજરાતી ભાષામાં અમે **ગાયન વાદન પાઠમાલા** નામનો ગ્રંથ બહુ વિસ્તારથી અને સહેલથી સમજણ પડી શકે તેવો લખ્યો છે. તે ગ્રંથનો જ ઉપયોગ દરેક શિક્ષકે તેમજ વિદ્યાર્થીએ કરવો. અને તેમાંથી નીચેની બાબતો કેવળ સિદ્ધાન્તરૂપ સમજી શીખવવી.

### ૧. સ્વર વિષે.

ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ એ સાત સ્વર છે. તેની स, रि, ग, म, प, ध, नि, એ સાત ટુંકી સંજ્ઞાઓ છે. એ સાતે સ્વરો **શુદ્ધ** (નેચરલ) કહેવાય છે. તેમાં स અને प **સ્થાયી** (સ્થિર કાયમ) સ્વર છે, ને બાકીના रि, ग, म, ध, नि, એ પાંચ **અસ્થાયી** (અસ્થિર, કાયમ નહિ રહી શકે તેવા, વિકાર પામે તેવા) ગણાય છે. જેથી એ સ્વરોના કોમળ (ફ્લૅટ), તીવ્ર (શાર્પ) એવા બે ભેદ પડી શકે છે; તેથી તે **વિકૃત** (વિકાર પામે તેવા) કહેવાય છે. **કોમળ** એટલે શુદ્ધસ્વરથી અરધો ઉતરતો સ્વર અને **તીવ્ર** એટલે શુદ્ધસ્વરના કરતાં અડધો ચઢતો સ્વર. વિકૃતસ્વરમાંથી रि ग ध नि એ ચાર સ્વરના કોમળ થઈ શકે છે, અને म એકલો તીવ્ર થઈ શકે છે. તે નીચેની આકૃતિ ઉપરથી સમજી શકાશે,

```
૧ તીવ્ર.                         તીવ્ર
                                  म
૭ શુદ્ધ સ્વર:  स– | –रि– | –ग–म– | –प– | –ध– | – नि – स
                 रि      ग                ध     नि
૪ કોમળ,        કોમળ   કોમળ            કોમળ  કોમળ
```

સાત સ્વર પોતે પરસ્પરમાં કેવા અને કેટલા અંતરથી રહેલા છે તે આ આકૃતિ ઉપરથી સમજી શકાશે. જે સ્વરની વચ્ચે વધારે અંતર હોય તેની વચમાં એક પેટા સ્વર નાખવામાં આવે છે. ગમ અને નીસ વચ્ચે અંતર એટલું થોડું છે કે તેની વચમાં પેટા સ્વર નાખી શકાતો નથી. તેથી તેમને અર્ધ અંતરવાળા કે **અર્ધસ્વર** ( હાફ નોટ ) કહે છે. ને બાકીના સરિ, રિગ, મપ, પધ, ધનિ એ પાંચ સ્વરો વચ્ચે, અર્ધસ્વરોના કરતાં વધારે અંતર હોય છે તેથી તેમની વચમાં એક એક પેટાસ્વર નાખવામાં આવે છે. આ પાંચ સ્વરો **પૂર્ણસ્વર** ( હોલ નોટસ્ ) કહેવાય છે. હવે એ પાંચ સ્વરોની વચ્ચે જે એક એક પેટા સ્વર પડ્યો તેનાં નામો, આગળના સ્વરની નજરે કોમળ અને પાછળના સ્વરની નજરે તીવ્ર તરીકે પડી શકે. પરંતુ એમાં એક બે વાતો સમજવાની છે તે એ કે, સ અને પ એ બે સ્થિર હોવાથી તે વિકાર પામતા નથી. જેથી તેની આસપાસના પેટા સ્વરોને, ‘ તેના કોમળ કે તીવ્ર ’ એવું કહી શકાય નહીં. તેમજ કોઈપણ સ્વરનો પ્રદેશ, તેની પાસેના પાછલા સ્વરથી જ ગણી શકાય છે. જેમકે રિનો પ્રદેશ, તેની પાછળનો જે સ સ્વર, તે પૂરો થયા પછીથીતે, રિ પોતે જ્યાં પૂરો થાય છે ત્યાં સુધી જ ગણી શકાય છે. તેમ ગનો પ્રદેશ રિ પૂરો થાય ત્યાંથી તે ગ પોતે પૂર્ણ થાય છે ત્યાં સુધી જ ગણી શકાય. આથી જે સ્વરના પ્રદેશ કે હદ્દમાં જે પેટાસ્વર નાખવામાં આવે, તેનું નામ પણ, તે હદ્દ જેની હોય તે સ્વરના નામ ઉપરથી જ પડે. જેમકે સ અને રિ વચ્ચેનો પ્રદેશ ( કે હદ્દ ) રિ નો છે, તો તેની વચ્ચે નાખવામાં આવતો સ્વર, શુદ્ધરિથી અડધો ઉતરતો હોવાથી તે “ રિ કોમળ ” એ નામથી કહેવાશે. એજ નિયમ ગ ધ નિ સ્વરોના કોમળને માટે સમજી લેવો. ફક્ત મ તીવ્રને માટે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, મ નો પોતાનો પ્રદેશ ગ થી તે પ સુધી છે. ગ અને મ ની વચ્ચે, એટલું બધું ( વધારે ) અંતર જ નથી કે ત્યાં પેટા સ્વર નાખી શકાય. ત્યાં પેટા સ્વર નાખી શકાયો હોત તો તેને “ મ કોમળ ” કહી શકાત. પરંતુ ત્યાં વિશેષ અંતર ન હોવાથી ત્યાં પેટાસ્વર પડી શકતો નથી. હવે મ અને પ ની વચ્ચેની વાત રહી. પ પોતે અવિકૃત કે સ્થાયિસ્વર છે. તેથી તે કોમળ કે તીવ્ર થઈ શકતો નથી. તે જો કોમળ તીવ્ર થઈ શકતો હોત તો, તેની આસપાસ બંને તરફ જે અડધે અડધે અંતરે સ્વરો નાખવામાં આવ્યા છે તે, અનુક્રમે ‘પ કોમલ’ અને ‘પ તીવ્ર’ એ નામથી કહેવાત. પરંતુ પ સ્થાયીસ્વર હોવાથી “ પ તીવ્ર કે કોમલ ” એવી પરિભાષા વાપરી શકાય નહી. તેથી મપ વચ્ચે નાખવામાં આવતા, અડધા અંતરવાળા સ્વરને ‘મ તીવ્ર’ કહ્યા વિના છુટકો જ નહીં. સપ અવિકૃત શા માટે અને રિગમધનિ વિકૃત શા માટે એ વિષે ગાયનવાદન પાઠમાળામાં પાઠ ૩ અને ૪ માં સમજાવેલું છે. (જુઓ પૃષ્ઠ ૨૧ કલમ ૨૯).

આ પ્રમાણે સપ ફક્ત શુદ્ધ, રિગધનિ એ ચાર શુદ્ધ, તેમની વચ્ચેના ચાર કોમળ, અને મ શુદ્ધ તથા તીવ્ર મળી કુલ ૧૨ સ્વરો ગણાય છે. તેમને જો અનુક્રમે લખવા માંડીએ તો તે દરેક નીચેના ક્રમ પ્રમાણે લખી શકાશે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| સશુદ્ધ | રિકોમળ | રિશુદ્ધ | ગકોમળ | ગશુદ્ધ | મશુદ્ધ | મતીવ્ર. |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | | |
| પશુદ્ધ | ધકોમળ | ધશુદ્ધ | નિકોમળ | નિશુદ્ધ | સશુદ્ધ | |

આ પ્રમાણે ૭ શુદ્ધ, ૪ કોમળ અને ૧ તીવ્ર મળી કુલ ૧૨ સ્વરની રચના છે.

## ૨. સ્વરનાં સપ્તકો વિષે.

સાત શુદ્ધ સ્વરોનો જથો તે **સપ્તક** કહેવાય છે. એવાં કુલ ૭ સપ્તકો છે, પરંતુ સાધારણ ગાવા વગાડવામાં તો ૩ સપ્તકોનો જ ઉપયોગ કરવામાં આવે છે. તેમાં મુખ્ય એટલે કે બહુ વપરાતું એવું જે સપ્તક છે તે **મધ્યસપ્તક** કે **વ્યાવહારિક સપ્તક** કહેવાય છે. મધ્યની નીચેનું તે **મંદ્ર સપ્તક** (ખરજના સુર) કહેવાય છે. ને મધ્યથી ઊંચેનું તે **તાર-સપ્તક** (ટીપના સુર) કહેવાય છે. એ ત્રણ સપ્તકોને અનુક્રમે માંડીએ તો નીચે પ્રમાણે માંડી શકાશે.

મંદ્રસપ્તક ( ખરજના સુર ). મધ્યસપ્તક. તારસપ્તક( ટીપના સુર ).

ચાલુ વપરાસમાં આવતા હાથ કે પગનાં કોઈ પણ હારમોનિયમમાં આ ક્રમ પ્રમાણે જ સ્વરોના પડદા ગોઠવેલા જોવામાં આવશે.

## ૩. સ્વર અને સપ્તકનાં ચિન્હો વિષે.

સ્વરોનો કોમળ, તીવ્ર કે શુદ્ધ પ્રકાર, તેમજ તે કયા સપ્તકનો છે તે લખાણથી સમજાવી શકાય તે સારૂ તેનાં ચિન્હો ધ્યાનમાં રાખવાની ઘણી જરૂર છે. શુદ્ધ સ્વરને માટે ચિન્હની જરૂર જ નથી. કોમળ સ્વરને માટે સ્વરના માથા ઉપર ડાબી બાજુએ ˘ આવું અર્ધચંદ્ર (અરધા મીંડા) જેવું ચિન્હ કરવામાં આવે છે, અને તીવ્ર સ્વરને માટે એજ ચિન્હ સ્વરના માથા ઉપર જમણી બાજુએ ઊંધું મુકવામાં આવે છે. જેમ કે રિ ગ ધ નિ મ

ત્રણ સપ્તકોમાંનું જે મધ્યસપ્તક છે તે હમેશાં વપરાતું હોવાથી તે મુખ્ય તરીકે ગણાય છે, તેથી તેને ચિન્હની જરૂર જ નથી. માત્ર મન્દ્ર સપ્તકના સ્વરોને માટે ˙ આવું બિન્દુ અને તાર સપ્તકના સ્વરોને માટે ' આવી

ઊભી લીટી સ્વરને માથે કરવામાં આવે છે. જેમ કે સં રિં ગં મં પં ધં નિં (મન્દ્ર સપ્તક), અને સં રિં ગં મં પં ધં નિં (તારસપ્તક). હવે એ ત્રણ સપ્તક અને તેમની વચ્ચેના કોમળ તીવ્ર સ્વરો, એ સઘળાને ચિન્હથી અનુક્રમે લખીએ તો આ પ્રમાણે લખી શકાશે.

| મંદ્રસપ્તકના સ્વરો. | મધ્યસપ્તકના સ્વરો. |
| --- | --- |
| રિઁ ગઁ મઁ ધઁ નિઁ | રિઁ ગઁ મઁ ધઁ નિઁ |
| સં રિં ગં મં પં ધં નિં | સ રિ ગ મ પ ધ નિ |

તારસપ્તકના સ્વરો.

રિઁ ગઁ મઁ ધઁ નિઁ

સં રિં ગં મં પં ધં નિં

આ ચિન્હો અમુક જ નક્કી કર્યાં છે તેનાં કારણો ગાયન વાદન પાઠમાલામાં પૃષ્ઠ ૨૭, કલમ ૩૫ અને કલમ ૪૫ માં આપેલાં છે તે સમજી લેવાં

શિક્ષકે આટલું સમજાવી, વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ હારમોનિયમ બતાવી સ્વર અને સપ્તકોની રચના કેવા પ્રકારથી રચાયલી છે તેની સમજુતી આપવી.

## ૪. સ્વરમાલાના આરોહ અવરોહ.

સાતે સ્વર પરસ્પર એક બીજાથી ચઢતા ચઢતા દરજ્જાથી ગોઠવાયલા છે. જેમ નીસરણીનાં પગથીયાં હોય તેમ. નીસરણીના પહેલા પગથીયાથી ઉપર ઉપર ચઢીએ તો તે **આરોહ** કર્યો એમ કહેવાશે, ને નીચે ઉતરીએ તો **અવરોહ** કરેલો કહેવાશે. સ્વરોનું પણ તેમજ છે. સથી કે બીજા કોઇ પણ સ્વરથી ઉપર ઉપરના ચઢતા સ્વરો લઇએ તો તે **આરોહ** કરેલો ગણાય, ને સથી કે, કોઇપણ સ્વરથી તેની નીચેના સ્વરો લઇને ઉતરતા આવીએ તો તે **અવરોહ** કરેલો ગણાય. સાતે સ્વરો આરોહ ક્રમથી અને અવરોહ ક્રમથી ગોઠવીએ તો આ પ્રમાણે ગોઠવાશે.

આરોહ ક્રમ—સ રિ ગ મ પ ધ નિ સં

અવરોહ ક્રમ—સં નિ ધ પ મ ગ રિ સ

સ્વર અને તેના આરોહ અવરોહનું જ્ઞાન થવા માટે વિદ્યાર્થીઓને નીચેના અભ્યાસ પાઠો આપી, તે દરેકના આરોહ અવરોહ કરાવવા.

(૧) સ. (૨) સસ. (૩) સસસ. (૪) સસસસ. (૫) સરિગ (૬) સરિગમ. (૭) સસ રિરિ ગગ. (૮) સસ રિરિ ગગ મમ.

આ આઠ મનોયત્નો શીખવ્યા પછી નીચેની જરાક મિશ્ર પ્રકારથી ગુંથેલી સ્વરમાલાઓ શીખવવી.

(૯) सरि, सरिग. (૧૦) सरि, सरिगम. (૧૧) ससस, सरिगम. (૧૨) सरि, सारि, सरिगम. (૧૩) सरिग, सरिगम. (૧૪) सरिगम, मगरिस. (૧૫) सरिगम, मगरिस, सरिगम. એ પ્રમાણે સરગમો આપી તેના સાત સ્વર સુધીના આરોહ અવરોહ કરાવવા. (એમાં તાલનું ધોરણ રાખવાની જરૂર નથી.)

### ૫. સ્વર અને કાલના સંબંધવાળા આરોહ અવરોહ.

આ પુસ્તકના પરિશિષ્ટ ૧ માં જે મહાહંસપદથી તે ત્રુટિ સુધીના અષ્ટકાળ આપેલા છે તેમાંથી કાકપદ, ગુરૂ, લઘુ અને દ્રુત કાળના અનુભવિજ્ઞાન માટે નીચેના પાઠો શીખવવા.

(૧૬) सा (૧૭) सा सा (૧૮) सऽसस (૧૯) स साऽस

(२०) स स साऽ (२१) ससस

(२२) स्स् स स स (२३) स स्स् स स

(२४) स स स्स् स (२५) स स स स्स्

(२६) स्स् स्स् स स (२७) स स स्स् स्स्

(२८) स स्स् स्स् स (२९) स्स् स्स् स्स् स्स्.

આ પાઠ ગવડાવતી વખતે તાલનું ધોરણ રાખવાની જરૂર નથી. તોપણ સરગમના દરેક ભાગના પ્રથમસ્વર ઉપર આઘાત કરવામાં આવે તો સારૂં, એટલું માત્ર શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવું. આ ૧૬ થી ૨૯ સુધીના પાઠોનો તાલ, ચતુરસ્રજાતિ એકતાલ જ છે. એટલે કે દરેક ભાગ ચાર ચાર માત્રાનો બનેલો છે. જેથી તાલ આપવામાં આવે તોપણ મુશ્કેલી નહીં આવી પડે,

### ૬. દશ પ્રકારના એકતાલાના અભ્યાસ માટે પાઠ.

પરિશિષ્ટ ૧ પૃષ્ઠ ૧૩૧ થી ૧૩૩ સુધીમાં એકતાલાના જે ૧૦ પ્રકાર આપેલા છે તે દરેકના અનુભવ અને અભ્યાસ માટે નીચેના પાઠ શીખવવા. દરેક તાલને માટે બબ્બે સરગમો આપી, તે દરેકના ઠેકા પણ આપેલા છે. ગાયન ગાઈએ કે વગાડીએ ત્યારે સાથે "સાથે તબલું પણ વગાડવામાં આવે છે તે સઘળા જાણે જ છે. એ તબલામાં ફક્ત ગાયનનો જે તાલ હોય તે તાલનું માપ, માત્રા, ગતિ એ સઘળાંનો હિસાબ રાખવામાં આવે છે. એ હિસાબ ગણવામાં દરેક માત્રાને માટે જે શબ્દો વગાડવામાં આવે છે તેને ઠેકા કહે છે. એ ઠેકાના શબ્દો પ્રથમ મોએ કરાવવા અને ત્યાર બાદ સરગમના પાઠો તૈયાર કરાવવા. આ વિષે વિસ્તારથી સમજુતિ

ગાયનવાદન પાઠમાલા પૃષ્ટ ૨૦૭ થી ૨૨૫ સુધી આપેલી છે તે ઉપર શિક્ષકે ખાસ ધ્યાન આપવું. આ પાઠોનો મુખ્ય ઉદ્દેશ તાલ તૈયાર કરવા વિષેનો છે એ ખ્યાલમાં રાખવાની જરૂર છે. આ પાઠોની સાથે એક એક ગાયન પણ આપવું.

**१. एकाकी जाति एकताल.** માત્રા. ૧

(૩૦) धा
÷

(૩૧) स | रि | ग  વગેરે
÷ | ÷ | ÷

**२. द्वयस्रजाति एकताल.** માત્રા. ૨.

(૩૨) धा तीं.
÷

(૩૩) स स | रि रि  વગેરે
÷ | ÷

**३. त्र्यस्रजाति एकताल.** માત્રા. ૩.

(૩૪) धा ति ना
÷

(૩૫) स स स | रि रि रि  વગેરે
÷ | ÷

(૩૬) स रि ग | रि ग म  વગેરે
÷ | ÷

**४. चतुरस्रजाति एकताल.** માત્રા. ૪

(૩૭) धा तीं ना धीं
÷ ०

(૩૮) स स स स
÷ ०

(૩૯) स रि ग म
÷ ०

(૪૦) स स स रिग्.
÷ ०

(૪૧) स स सरि् गम्
÷ ०

**५. खंडजाति एकताल.** માત્રા. ૫

(૪૨) धी ना धी धी ना
÷ ०

(૪૩) स स स स स
÷ ०

(૪૪) स रि स रि ग
÷ ०

**६. वृत्तजाति एकताल.** માત્રા. ૬

(૪૫) धा धी ना ता ती ना | અથવા | धा धिं धा धागे् तीं तूक्
÷ ० | | ÷ ०

(૪૬) स स स स स स
÷ ०

(૪૭) स स स स रि ग
÷ ०

**७. मिश्रजाति एकताल.** માત્રા. ૭

(૪૮) धा धि न ता ता धि न
÷ ०

(૪૯) स स स स रि ग म
÷ ०

(५०) स रि ग  स रि ग म.
÷  ०

८. मानुषीजाति एकताल. માત્રા. ૮

(५१) धा धीं धा धीं  ता तीं ना धीं.  (५२) स स स स  स रि ग म
÷  ०  ÷  ०

(५३) सरि सरि  सरि गम.  (५४) सरि गम  मग रिस.
÷  ०  ÷  ०

९. प्लुतजाति एकताल. માત્રા. ૧૨

(૫૫) ધીના ધાધી ધીના તીના તાતી તીના
÷  ०

(५६) ससस सरिग गरिस रिगम.
÷  ०

१० काकपदजाति के चतुर्मुखजाति एकताल. માત્રા ૧૬.

(૫૭) ધીના ધીના ધાધી ધીના તીના તીના તાતી તીના
÷  ०

(५८) सरिगम मगारिस सरिगारि सरिगम
÷  ०

(५९) ससस सरिगम मगरिस सरिगम
÷  ०

(६०) सरिगारि गमगारि सरिगारि सरिगम
÷  ०

## ૭. આઘાત, માત્રાલોપ (કાળવિશ્રામ) અને સાર્ધકાળના અભ્યાસ માટે પાઠ.

તાળ તો ચાલુ જ હોય, છતાં તેના દરેક ગાળામાં જેટલી માત્રાઓ આવતી હોય તેમાંની, અમુક માત્રા ઉપર ભાર મુકી બોલવાથી, કે તે માત્રા ઉપર આઘાત આપવા જેવું બોલવાથી કે ગાવાથી, તાળ આપવાનું ચુકી જવાય છે. જેથી તેમ ન થાય તે માટે વિદ્યાર્થીનું અવધાન કાયમ રાખવા નીચેના પાઠ ચલાવવા. જે અક્ષર, સ્વર કે માત્રા ઉપર આઘાત આપવાનો હોય તેના ઉપર ચિન્હ, કરેલું છે.

(६१) स◆ स  स स  (६२) स स◆  स स
÷  ०  ÷  ०

(६३) स स  स◆ स  (६४) स स  स स◆
÷  ०  ÷  ०

◆ આ ચિન્હ જેના ઉપર હોય તેજ સ્વર ખૂબ ભાર આપી બોલવો, ને બાકીના સ્વરોનો ઉચ્ચાર સહજ–સ્વાભાવિક રીતે કરાતો હોય તેમ કર્યાં જવો. ને તેમ કરતાં જે માત્રા ઉપર તાળ તથા ખાલી આપવાં હોય તે હાથેથી આપ્યાં જ જવું.

કેટલેક પ્રસંગે ગાયનમાં અમુક માત્રાનો લોપ થાય છે. એટલે કે, માત્રાનો ઉચ્ચાર કરવામાં આવતો નથી. એ વાત વિદ્યાર્થીના ધ્યાનમાં બરાબર ઠસાવવા માટે નીચેના પાઠો તૈયાર કરાવવા. આથી તાલના **અતીત-ગૃહની** ક્રિયા પણ સારી રીતે સાધ્ય થઈ શકશે.

(૬૫) ૧ ૨ સ સ (૬૬) સ ૧ ૨ સ (૬૭) સ સ ૧ ૨
÷ ૦ ÷ ૦ ÷ ૦

(૬૮) ૧ સ સ સ (૬૯) સ ૧ સ સ (૭૦) સ સ ૧ સ (૭૧) સ સ સ ૧
÷ ૦ ÷ ૦ ÷ ૦ ÷ ૦

સાર્ધકાળ વિષેના અનુભવ માટે નીચેના પાઠો તૈયાર કરાવવા.

(૭૨) સા સ૦સ્ કે સ૦ સ્ સા (૭૩) સ સ સ૦ સ્ કે સ૦ સ્ સ સ
ઽ ઽ
÷ ૦ ÷ ૦ ÷ ૦ ÷ ૦

(૭૪) સ સ સ્ સ્ સ (૭૫) સ૦ સ્ સ૦ સ્ (૭૬) સ્ સ૦ સ૦ સ્
÷ ૦ ÷ ૦ ÷ ૦

(૭૭) સ્ સ૦ સ્ સ૦
÷ ૦

(૭૮) સ | સ સ સ રિ | રિ રિ રિ ગ | ગ વગેરે.
÷ ૦ ÷ ૦

(૭૯) સ સ સ સ | રિ રિ રિ રિ વગેરે.
÷ ૦ ÷ ૦

તાલનાં વિષમગૃહની ક્રિયા સાધ્ય થવા માટે આ બે પાઠ ખાસ તૈયાર કરાવવા.

આમાં ⌒ આ ચિન્હ નીચે જે બે સ્વરો એક એક માત્રાના છે તે દરેક છુટા નહીં બોલતાં, તે બંને સ્વરોને બદલે, એક જ સ્વર બે માત્રાના કાળ જેટલો લંબાવીને બોલવો.

## ૮. મુખ્ય ૧૨ તાલોનો અભ્યાસ.

### હરેક તાલના ઠેકા અને સ્વરના આરોહ અવરોહ.

**૧. ત્રિતાલ.** માત્રા ૧૬. ૩ તાળી અને ૧ ખાલી.

| | | | | |
|---|---|---|---|---|
| | ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ |
| (૮૦) | ના ધિ ધિ ના | ના ધિ ધિ ના | ના તિ તિ ના | ના ધિ ધિ ના |
| (૮૧) | સ રિ ગ મ | મ ગ રિ સ | સ રિ ગ રિ | સ રિ ગ મ |
| | ÷ | – | ૦ | – |

તાલનો અભ્યાસ કરાવતી વખતે **સાદી** તાળી અને **સમની** તાળીમાં શો ફેર હોય છે, **સમની** યોગ્યતા શી છે, અને તે ગાયનના કયા અક્ષર ઉપર આવે છે, તે શા ઉપરથી ઓળખવી, તેમજ એ સમ સમજાયા પછી બાકીની તાળીઓ અને ખાલી ક્યાં ક્યાં આવે છે એ વગેરેની સમજુતી પુષ્કળ દાખલાઓથી શિક્ષકે આપવી જોઇએ.

**૨. दादरा.** માત્રા ૬. ૧ તાળી ને ૧ ખાલી.

| | | |
|---|---|---|
| | ૧ ૨ ૩ | ૪ ૫ ૬ |
| (૮૨) | ધા ધિ ના | તા ધી ના |
| (૮૩) | स स स | रि ग म |
| | ÷ | ० |

**૩. रूपक.** માત્રા ૬. ૨ તાળી ૧ ખાલી.

| | | | |
|---|---|---|---|
| | ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ |
| (૮૪) | ધીં ધીં | ધા ધા | તુ ના |
| (૮૫) | स रि | स रि | ग म |
| | ÷ | − | ० |

**૪. दीपचंदी.** માત્રા ૧૪. ૩ તાળી ૧ ખાલી.

| | | | | |
|---|---|---|---|---|
| | ૧ ૨ ૩ | ૪ ૫ ૬ ૭ | ૮ ૯ ૧૦ | ૧૧ ૧૨ ૧૩ ૧૪ |
| (૮૬) | ધા ધીં ઈં | ધા ધા ધીં ઈં | તા તીં ઈં | ધા ધા ધીં ઈં |
| (૮૭) | स स स | स रि ग म | स रि ग | स रि ग म |
| | ÷ | − | ० | − |

**૫. तेवरा.** માત્રા ૭. તાળી ૩.

| | | | |
|---|---|---|---|
| | ૧ ૨ ૩ | ૪ ૫ | ૬ ૭ |
| (૮૮) (अ) | ધીં ત્રક ધીં | ધા ત્રક | ધી ના |
| (ब) | ધી ધી ના | ધી ના | ધી ના |
| (૮૯) | स स स | स रि | स रि |
| (૯૦) | स स स | स रि | ग म |
| | ÷ | − | − |

**૬. गझल-पश्तो.** માત્રા ૭. ૪ તાળી.

| | | | | |
|---|---|---|---|---|
| | ૧ ૨ | ૩ | ૪ | ૫ ૬ ૭ |
| (૯૧) | ધીં ઈં | ધા | ધા | ધીં ઈં ત્રક |
| (૯૨) | स रि | स | स | स रि ग |
| | − | − | − | ÷ |

**૭. झपताल के झंपा.** માત્રા ૧૦. ૩ તાલ, ૧ ખાલી.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૯૩) | धी | ना | धी | धी | ना | ती | ना | धी | धी | ना |
| (૯૪) | स | स | स | रि | ग | स | रि | स | रि | ग |
| | ÷ | | – | | | ० | | – | | |

**૮. सूलफाक.** માત્રા ૧૦. ૩ તાળી, ૨ ખાલી.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૯૫) | धीं | त्रूक् | धी | ना | धीं | त्रूक् | धी | ना | ति | ना |
| (૯૬) | स | स | स | स | स | रि | स | रि | ग | म |
| (૯૭) | स | रि | ग | रि | स | रि | स | रि | ग | म |
| | ÷ | | ० | | – | | – | | ० | |

**૯. चौताल के ध्रुवपद.** માત્રા ૧૨. ૪ તાળ, ખાલી ૨.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૯૮) | धा | धा | दीं | ता | धिट् | धा | दीं | ता | किट् | तक् | गदि | गन् |
| (૯૯) | स | स | स | स | स | रि | ग | रि | स | रि | स | रि |
| (૧૦૦) | स | रि | ग | रि | स | रि | स | रि | स | रि | ग | म |
| | ÷ | | ० | | – | | ० | | – | | – | |

**૧૦. आड चौताल.** માત્રા ૧૪. ૪ તાળી ૩ ખાલી.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧૦૧) | धीं | धीं | धा | त्रूक् | तु | ना | क | त्ता | त्रूक् | धी | ना | धी | धीं | ना |
| (૧૦૨) | स | रि | स | रि | ग | म | म | ग | रि | स | स | रि | ग | म |
| (૧૦૩) | स | रि | ग | म | ग | रि | स | रि | ग | रि | स | रि | ग | म |
| | ÷ | | – | | ० | | – | | ० | | – | | ० | |

**૧૧. धमार.** માત્રા ૧૪. ૩ તાળી ૧ ખાલી.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧૦૪) | धा | धि | ट | धि | ट | धा | आ | धा | धि | ता | किट् | तक् | गदि | गन् |
| અથવા | धा | आ | ता | धीं | त्रूकिट | धीं | त्रूक् | ता | आ | ता | धीं | त्रूकिट | धिना | किटतक |
| (૧૦૫) | स | स | स | स | स | स | रि | स | रि | ग | स | रि | ग | म |
| (૧૦૬) | स | रि | ग | ग | ग | स | रि | ग | म | प | सरि | गम | पध | निसं |
| | सं | नि | ध | ध | ध | सं | नि | ध | प | म | संनि | धप | मग | रिस |
| | ÷ | | | | | – | | | | | – | | ० | |

**૧૨. एका.** માત્રા ૧૨. ૪ તાળી ૨ ખાલી.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧૦૭) | धीं | धीं | धा | त्रूक् | तु | ना | क | त्ता | धीं | त्रूक् | धी | ना |
| (૧૦૮) | स | रि | ग | म | ग | म | ग | रि | स | रि | स | रि |
| | ÷ | | ० | | – | | ० | | – | | – | |

આ દરેક તાળનું એક એક ગાયન પણ ચલાવવું, જેથી ગાયનમાં તેનો ઉપયોગ કેવી રીતે થઈ શકે છે તે વિદ્યાર્થીના જાણવામાં આવે. ગાયનના કયા કયા અક્ષર ઉપર તાળી કે ખાલી આવે છે, ને તેના માત્રાવિભાગ કેવી રીતે પડી શકે છે તે પણ શિક્ષકે સ્પષ્ટ કરી બતાવી આપવું, કે જેથી કરીને તાળી અને ખાલીના **વિભાગો** દરેક તાળમાં કેવી રીતે અને કેટ કેટલી માત્રાના આવે છે તેનું જ્ઞાન સારી રીતે થઈ શકે.

આ ૧૦૮ અભ્યાસ પાઠોમાંના કેટલાક સહેલા છે, ને કેટલાક જરા કઠિન છે. તોપણ તેમની રચના એકંદરે સરલ થઈ પડે તેવી કરવામાં આવી છે. એમાંથી વિદ્યાર્થીની યોગ્યતા, તથા શક્તિ જોઇ જેમ સરલ પડે તેમ પાઠોની પસંદગી કરી ઉપરના ૮ વિષયોનું સામાન્ય જ્ઞાન થાય તેમ કરવું. આથી **સ્વર** અને **તાલ** ઉપર થોડો થોડો કાબુ મેળવાતો જશે. સ્વરજ્ઞાનના વિશેષ અભ્યાસ માટે યોગ્ય લાગે તેપ્રમાણે ગાયનવાદન-પાઠમાલામાં પાઠ ૧૫ પૃષ્ટ ૧૪૯ થી ૧૬૬ તેમજ પૃષ્ટ ૧૭૨ થી ૧૭૫ સુધીમાં આપેલા અલંકારોમાંથી પસંદ કરી ચલાવવા. કોઇપણ રીતે **સ્વર** અને **તાળ** સાધ્ય થવા જોઈએ એ પ્રથમ ધ્યાનમાં રાખવાનું છે. તે સાધ્ય થયા પછી જ **રાગની** વિદ્યા કળા તેમજ **વાદનકલા** પણ શીખવાનો અધિકાર પ્રાપ્ત થઇ શકશે; તે વિના નહીંજ.

## ૯. સ્વરવાચન અને સ્વરપરીક્ષણ માટે સ્વરપ્રસ્તાર.

ઉપરના પાઠો ચલાવ્યા પછી સ્વરપ્રસ્તારનાં કેટલાંક રૂપો નીચે આપેલાં છે, તેમાંની સરગમ વિદ્યાર્થી પાસે જે તે સ્વરમાં બોલાવવી અને વંચાવવી (એટલે કે ગવરાવવી), અને શિક્ષકે તેજ સ્વરો ગળામાંથી આકાર રૂપે કહાડીને, તેની સરગમ શી થાય છે તે વિદ્યાર્થીને પૂછવી. આથી સ્વરનું જ્ઞાન અને સરગમ કરવાની કલા સાધ્ય થઈ શકશે.

---

* પૂર્વે કહેલાં ૧૦ પ્રકારના એકતાલાઓ અને આ ૧૨ તાલ તે, પીંગળની ભાષામાં કહીએ તો તે એક એક જાતના કાલબદ્ધ અને માત્રાબદ્ધ વૃત્તો કે છંદો છે. વર્ણ અને માત્રા બદ્ધ વૃત્તોમાં જે અમુક રૂપોનો નિબંધ હોય છે તે આમાં નથી હોતો. આમાં તો એક એક ગણનાં પ્રસ્તાર ભેદથી જેટલાં રૂપો થાય તે બધાંએ આવે તોપણ ચાલે છે. એ રીતે જોતાં પીંગળનો શબ્દશરીરનો પ્રદેશ સંકુચિત છે. પરંતુ સંગીતમાં તો ગીત પોતે જે તાલથી રચાય, છે તેના કાલરૂપ વ્યાપક પ્રદેશ આપે, ગીતનું શબ્દરૂપ શરીર પણ વ્યાપકતા ધારણ કરે છે.

## ૩ સ્વરના પ્રસ્તારનાં કેટલાંક રૂપો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | स रि ग | ग म प | म प ध | ध नि सं |
| ૨ | रि स ग | ग ग प | प म ध | नि ध सं |
| ૩ | स ग रि | ग प म | म ध प | ध सं नि |
| ૪ | ग स रि | प ग म | ध म प | सं ध नि |
| ૫ | रि ग स | म प ग | प ध म | नि सं ध |
| ૬ | ग रि स | प म ग | ध प म | सं नि ध |

## ૪ સ્વરના પ્રસ્તારનાં કેટલાંકરૂપો.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | स | रि | ग | म | ૧ | प | ध | नि | सं |
| | रि | स | ग | म | | ध | प | नि | सं |
| | स | ग | रि | म | | प | नि | ध | सं |
| | ग | स | रि | म | | नि | प | ध | सं |
| | रि | ग | स | म | | ध | नि | प | सं |
| | ग | रि | स | म | | नि | ध | प | सं |
| ૭ | स | रि | म | ग | ૭ | प | ध | सं | नि |
| | रि | स | म | ग | | ध | प | सं | नि |
| | स | म | रि | ग | | प | सं | ध | नि |
| | म | स | रि | ग | | सं | प | ध | नि |
| | रि | म | स | ग | | ध | सं | प | नि |
| | म | रि | स | ग | | सं | ध | प | नि |
| ૧૩ | स | ग | म | रि | ૧૩ | प | नि | सं | ध |
| | ग | स | म | रि | | नि | प | सं | ध |
| | स | म | ग | रि | | प | सं | नि | ध |
| | म | स | ग | रि | | सं | प | नि | ध |
| | ग | म | स | रि | | नि | सं | प | ध |
| | म | ग | स | रि | | सं | नि | प | ध |
| ૧૯ | रि | ग | म | स | ૧૯ | ध | नि | सं | प |
| | ग | रि | म | स | | नि | ध | सं | प |
| | रि | म | ग | स | | ध | सं | नि | प |
| | म | रि | ग | स | | सं | ध | नि | प |
| | ग | म | रि | स | | नि | सं | ध | प |
| | म | ग | रि | स | | सं | नि | ध | प |

વિશેષ સમજુતી અને રૂપો માટે ગાયન વાદન પાઠમાળાના પાઠ ૧૭ (પૃષ્ટ ૧૭૬ થી ૧૮૦ સુધી) નો ઉપયોગ કરવો.

## ૧૦. સંગીત લેખન ( નોટેશન ) વિષે.

સ્વર અને તાલના ઉપરના ક્રમ પ્રમાણે શિક્ષણ આપવામાં આવશે તો નોટેશન કે સંગીતલેખનની કલ્પના એની મેળે આવી જશે. ગાયન કે અમુક સ્વરમાળા ગાવામાં આવતાં, તેના દરેક સ્વરો કેટ કેટલા કાળ ( દ્રુત, લઘુ, ગુરૂ વગેરે ) થી લંબાય કે ટુંકાય છે અને તે દરેક સ્વર, શુદ્ધ કોમળ કે તીવ્ર કે કયા સપ્તકનો છે તે ચિન્હથી લખવું તેનું જ નામ નોટેશન છે. એ વિષેનું સ્વતંત્ર પ્રકરણ ગાયનવાદન પાઠમાળામાં પાઠ ૧૨ ( પૃષ્ટ ૧૨૧ થી ૧૩૬ સુધી ) માં આપવામાં આવેલું છે તે ઉપર શિક્ષકે તેમજ અભ્યાસીએ ધ્યાન આપવું ઘટે છે. નીચેનાં ચિન્હો ઘણાંજ ઉપયોગનાં છે. જેથી હાલ તુરત આરંભના વિદ્યાર્થીઓને એટલાંજ ચિન્હોનો ઉપયોગ કરાવવાની સમજુતી આપવામાં આવે તોએ ઘણું છે.

( ૧ ) ˘ કોમલ સ્વરનું ચિન્હ. જેમકે રि̆ ग̆ ध̆ नि̆

( ૨ ) ⌒ તીવ્ર ,, ,, ,, म̑

( ૩ ) · મંદ્ર સપ્તકનું ,, ,, सं रिं गं मं पं धं निं

( ૪ ) । તાર ,, ,, ,, सं रिं गं मं पं धं निं (ઉપર ઊભી રેખા સાથે)

( ૫ ) ÷ મુખ્ય સમનું ચિન્હ, — ગાયનમાં જે અક્ષર કે સ્વર ઉપર મુખ્ય સમ કે માન આવે તેની નીચે આ ચિન્હ આપવું.

( ૬ ) – સાદી તાળીનું ,,

( ૭ ) ∸ સાદી સમનું ,, — ગાયન કે વાદનમાં જે અક્ષર કે સ્વર ઉપર મુખ્ય સમ આવી ગયા પછી, એ તાલની જેટલી આવૃત્તિઓ આવે, તેમાંની દરેક સાદી સમને માટે આ ચિન્હ આપવું.

( ૮ ) ◦ ખાલીનું ચિન્હ.

( ૯ ) ऽ ગુરૂ કાળનું ચિન્હ — જે અક્ષર કે સ્વર બે માત્રા સુધી લંબાય તેની નીચે આ ચિન્હ કરવું. જેમકે सा

( ૧૦ ) ४ કાકપદનું ,, — જે અક્ષર કે સ્વર ૪ માત્રા લંબાય તેની નીચે આ ચિન્હ કરવું. જેમકે सा

( ૧૧ ) ˜ દ્રુતકાળનું કે વ્યંજનનું ચિન્હ — જે અક્ષર કે સ્વર અરધી માત્રાના કાળથી ઝડપથી બોલાય તેની નીચે આ ચિન્હ કરવું. જેમકે स्

(૧૨) ˘ અણુકાળનું ચિન્હ. (વ્યંજનથી બમણી ઝડપથી બોલાતા સ્વરને માટે) } જે સ્વર કે અક્ષર ૦। માત્રાની ઝડપી કાળથી બોલાતો હોય તેની નીચે આ ચિન્હ મુકવું. જેમકે, સ‍્

(૧૩) ० સાર્ધકાળનું ચિન્હ. જ્યારે કોઈ સ્વર, ૦।।, ૧।।, ૩, ૬ કે ૧૨ માત્રા સુધી લંબાય તો દ્રુત, લઘુ, ગુરૂ, કાકપદ અને હંસપદ કાળના ચિન્હની સાથે ० આવું ચિન્હ જોડવાથી તેની દોઢ ગણી કિંમત ગણાશે. જેમકે સ०(૦।। માત્રા), સ० (૧।। માત્રા), **सा**० (૩ માત્રા). સા (૬ માત્રા), સા० (૧૨ માત્રા) વગેરે.

(૧૪) ◆ આઘાત (એક્સેન્ટ) ચિન્હ. જે સ્વર કે અક્ષર ખાસ ભાર આપીને બોલવો કે ગાવો પડે તે ઉપર ◆ આવું ચિન્હ કરવું.

(૧૫) માત્રાનો લોપ થાય, એટલે કે માત્રાનો ઉચ્ચાર કરવામાં ન આવતો હોય તેવે પ્રસંગે જેટલી માત્રાનો ઉચ્ચાર કરવામાં આવતો નહીં હોય ત્યાં તેટલીજ માત્રાનું જે ચિન્હ હોય તેજ મુકી દેવું. જેમકે, લઘુના અનુચ્ચાર માટે । દ્રુતના અનુચ્ચાર માટે ।̮ ગુરૂના અનુચ્ચાર માટે ऽ વગેરે જે તે કાળનાં જ ચિન્હો મુકવાં.

(૧૬) ⌒ સંયોગ ચિન્હ. આ ચિન્હનો ઉપયોગ અનેક રીતે કરી શકાય તેમ છે. જેમકે—

(૧) જ્યારે કોઈ સ્વર ગમે તેટલા કાળ સુધી લંબાવીને ગાવામાં આવે, ત્યારે તેની માત્રાઓના જોડાણ માટે જેમકે, પાંચ માત્રા સુધી લંબાય તો (૪+૧=) **सा⌒ स**; સાત માત્રા સુધી લંબાય તો (૬+૧=) **सा०⌒ स**; નવ માત્રા સુધી લંબાય તો (૮+૧=) **सा⌒स** વગેરે ગમે તેટલી માત્રાઓ આ પ્રમાણે બતાવી શકાશે.

(૨) કોઈ સ્વરની અમુક માત્રા, તાળ કે ખાલીના ગાળાની બહાર જઈ પડતી હોય, તો તે એજ ચિન્હથી આ પ્રમાણે બતાવી શકાશે. જેમકે, स⌒। स આમાં स બે માત્રા સુધી લંબાયો, પણ તેની બીજી માત્રાએ તાળી કે તાલ પડતો હોવાથી તે માત્રા છુટી પાડી, તાલના આગલા ગાળામાં નાખી દઈ બંનેને ⌒ આ ચિન્હથી સંયોજી લીધી.

તેમજ स⌒। स આમાં પણ स બે માત્રા સુધી લંબાયો, પરંતુ તેની બીજી માત્રાએ ખાલી પડતી હોવાથી તે માત્રા છૂટી પાડી બતાવીને, તેની નીચે ખાલીનું ચિન્હ આપવું પડ્યું. ને તેમ કરતાં બંને "લઘુ સા"ને ⌒ આ ચિન્હથી સાંધી લીધા.

(૧૭) (૩) યતિની ક્રિયા બતાવવા માટે ⁀ આ કે ‒‒ આ ચિન્હનો ઉપયોગ કરી શકશે. યતિ એટલે વિરામ કે વિસામો લેવો તે. વાક્ય લાંબું હોય તો તે બોલતી વખતે વચમાં જેમ બે કે તેથી વધારે વાર સુધી અટકી અટકીને એટલે કે, શબ્દસમૂહો છુટા છુટા પાડીને બોલીએ છીએ તેને યતિ કહે છે. એ યતિનો ઉપયોગ કવિતામાં ઘણો થાય છે. છંદ કે વૃત્તનું ચરણ બહુ મહોટું હોય તો તે ચરણના અમુક ટુકડા પાડીને જે બોલવામાં આવે છે તેનું નામ યતિ છે. જેમકે, "જેને શૈવ કહે, મહાન શિવજી, વેદાન્તિયો બ્રહ્મને" આ શાર્દુલવિક્રીડિત વૃત્તનું એક ચરણ છે, પણ તે બહુ મહોટું છે. આખું ચરણ એકી સામટે બોલી જઈએ તો દમ લાગે ને શ્વાસ ઘુંટવો પડે. તેથી (૧) "જેને શૈવ કહે," (૨) "મહાન શિવજી," (૩) "વેદાન્તીયો બ્રહ્મને" એમ ત્રણ ટુકડા પાડી આખું ચરણ બોલી જવાથી (વચમાં વચમાં વિશ્રાન્તિ કે વિરામ મળવાથી) દમ લાગતો નથી. યતિ તે એને જ કહેવાય છે. તેમ ગાયનમાંના સ્વરસમૂહો, કે ગીતમાંના શબ્દસમૂહો કયે કયે જથે વેહેતા રહેવા જોઈએ તેને જે જુદા જુદા પાડી બતાવવા તેને પણ સંગીતશાસ્ત્રમાં યતિ જ કહેલ છે. યતિ એટલે લયની પ્રવૃત્તિનો નિયમ. જેમકે ધનીસધનીસધનીસનીધપ એવી તાન હોય તો તેની પ્રવૃત્તિ ધનિસ, ધનિસ, ધની, સનીધપ, એવા વિભાગ કે ગતિથી થતી ચાલ્યાં જવી તે યતિ કહેવાય છે. એ પ્રકારના સ્વર કે શબ્દસમૂહો ⁀ કે ‒‒ આવા ચિન્હથી બતાવીને યતિના ભાગો જુદા પાડી શકાશે. તેમાં બે કે ત્રણ સ્વરોનો સમૂહ ⁀ આ ચિન્હથી અને તેથી વિશેષ સ્વરોનો સમૂહ ‒‒ આ ચિન્હથી સ્પષ્ટ-પણ છૂટો પાડી સંયોજી શકાશે. જેમકે ધનિસ ધનિસ ધનિ સનીધપ.

(૧૮) (૪) જાતિ દર્શક ચિન્હને માટે પણ એજ બંને ચિન્હો ઉપયોગમાં લઈ શકાશે. એને અંગ્રેજીમાં "કંપાઉંડ નોટસ" કહે છે. જ્યારે એક લઘુકાળમાં બે દ્રુતને બદલે ત્રણ દ્રુત સ્વરો બોલી જવા હોય, અથવા ૪ માત્રાના કાળમાં ૩, ૫, ૭ કે ૯ અક્ષરો કે સ્વરો બોલી જવાના હોય ત્યારે, એ ક્રિયા બતાવવા માટે આ ચિન્હથી આમ લખવું એ વધારે સારૂં છે. જેમકે સસસ, સસસ, સસસસસ. સસસસસસસ

(૧૯) (૫) **મીંડ.** એક સ્વરથી બીજા સ્વર સુધી એવી રીતે જવાનું હોય કે તેની વચમાંનો સ્વરપ્રદેશ બતાવવો પડે, એટલે કે જેને ગવૈયાઓ મીંડ કહે છે તે મીંડ બતાવવા માટે જે સ્વરથી જે સ્વર સુધી

મીંડ લેવી હોય તે બંને સ્વરોની વચ્ચે ⌒ આવું ચિન્હ કરવું. જેમકે પ થી ગ સુધી મીંડ લેવા વિષે લખાણથી બતાવવું હોય તો પ⌒ગ આ રીતે લખવું એ સારૂં છે.

(૨૦) તાલમાં આવતી તાળીઓની માત્રાઓના જથા કે ગાળા છુટા પાડવા માટે | આવી ઊભી લીટીઓ મુકવી તેને **તાલસ્થંભ** ( બાર ) કહે છે. કેમકે તેથી તાલનો દરેક ગાળો છુટો છુટો જણાઈ આવે છે.

(૨૧) ગાયનની કડીનો કે સ્વરસમૂહનો અમુક ભાગ બે વાર ગાવાનો હોય તો બારની આગળ કે પાછળ : આવું વિસર્ગનું ચિન્હ કરવું. જેમ કે :| આમ હોય તો તે બારની પૂર્વનો, અને |: આમ હોય તો તે બારની પછીનો બધો ભાગ બે વાર બોલી જવા વિષે સમજવું.

(૨૨) આખું ગાયન ૨, ૩, કે ૪ વિભાગથી રચાએલું હોય છે, તેમાંના દરેક વિભાગને **અસ્તાઇ, અંતરો, આભોગ** અને **સંચારી** કહે છે. કોઇમાં એમાંથી એક, કે બેજ ભાગો હોય છે, ને કોઈ ગાયનમાં એ ચારે ભાગો પણ આવે છે. તેથી એવો દરેક ભાગ જ્યાં પૂરો થાય ત્યાં ત્યાં || આવી બે લીટીઓ ( ડબલ બાર ) મુકવી એ સારૂં છે.

(૨૩) ગાયનની પૂર્ણતા બતાવવા માટે ▌ આ ચિન્હ ગાયનને અંતે મુકવું.

(૨૪) જ્યારે અમુક સ્વરને બદલે ફલાણા સ્વરો તેટલાજ કાળમાં લેવા હોય ત્યારે, જે સ્વરો લેવાના હોય તે, મૂળ સ્વરને માથે લખવા. જેમકે ન્િ પ્ નિ (નીઁ ઽ) આમ લખેલું હોય તો નીઁ ઽ સ્વરને બદલે ન્િ પ્ નિ એ સ્વરો લેવામાં આવે તો પણ ચાલે. એમાં નીઁ ઽ ની કીંમત ગુરૂ ( ૨ માત્રા ) જેટલી છે, ને ન્િ પ્ નીઁ ની કીંમત પણ તેટલીજ છે. જેથી એકલી નીઁ ઽ ગાવા વગાડવામાં આવે કે પછી તેને બદલે ન્િ પ્ નિ વગાડવામાં આવે તોપણ બંનેની કાળવિષયક કીંમત તો સરખીજ રહેવાની; પરંતુ તેમાં ફેર એ રહેવાનો કે, શીખાઉ વિદ્યાર્થીને માટે નીઁ ઽ વગાડવી સહેલી પડે, ને જરાક સંસ્કારી વિદ્યાર્થીને

નિ઼ પ઼ ધિ઼ એ સ્વરો વગાડવા સારા લાગે. એટલે કે એ બેમાંથી જેને જે ફાવે તે સ્વરોનો ગાઇ વગાડી ઉપયોગ કરી શકે.

(૨૫) સ્વરને કંપાવવો હોય તો તેને માથે ~~~ આવું ચિન્હ મુકવું જેમ કે, ગઁ આમ હોય તો કોમલ ગાંધારને કંપાવવો.

આ પ્રમાણે ૨૫ પ્રકારની સંગીત ક્રિયાઓનું ૨૫ ચિન્હોથી સંગીત-લેખન સારી રીતે લખી શકાશે. માટે એ ચિન્હોનો ઉપયોગ કરી, દરેક ગાયન વિદ્યાર્થી પાસે લખાવતા જવું. એજ પદ્ધતિથી **ગાયન-વાદન પાઠમાલાના** ૩ જા વિભાગમાં લગભગ ૩૦૦ ઉપરાંત ગાયનો આપેલાં છે, તે તૈયાર સાહિત્યનો ઉપયોગ કરવા અમે શિક્ષકોને ભલામણ કરીએ છીએ.

## કેટલીક ખાસ સૂચનાઓ.

રાગ વિદ્યાના ઊંચા પ્રદેશ ઉપર ચઢવાને માટે, ખીણમાં પડી રહેલા અભ્યાસીઓને ખીણની બહાર ખેંચી આણી, સામાન્ય ભૂમિકા ઉપર ઊભા રહી શકવાની યોગ્યતા પ્રાપ્ત થવા માટે આટલા અભ્યાસની તો ખાસ જરૂર છે. **સ્વર, તાલ અને નોટેશન** એ ત્રણે બરાબર સ્વાધીનમાં આવ્યા પછીથી જ રાગશાસ્ત્ર શીખવવાનો આરંભ કરાવવો. પાછળ જણાવેલા ૧૦૮ અભ્યાસ પાઠો અને સો સવાસો નહાનાં મહોટાં ગાયનો ગાતાં આવડવાની પ્રથમથીજ જરૂર છે. સરલ ને સહેલાં ગાયનો ગાતાં શીખવવામાં ઘણો શ્રમ નથી પડતો, કેમકે જે ગાયનો શીખવવાં હોય તે લોકગીત કે નાટ્યગીત-માંનાં પ્રસિદ્ધ હોઈ સઘળે ગવાતાં હોય તેજ પસંદ કરેલાં હોય તો વિદ્યાર્થીઓ સહજમાં ઉપાડી લે છે. તે ઉપાડી લે કે તુરત એજ ગાયન શરૂઆતમાં તો તાલના વિભાગ, પછી માત્રા વિભાગ અને પછી તે ગાયનના દરેક અક્ષર ઉપર સ્વર લખીને વિદ્યાર્થીના હાથમાં આપતા જવું, એટલે વિદ્યાર્થીનું જ્ઞાન પ્રથમથી જ નિર્મળ બનતું રહેશે. આટલું થયા પછી રાગશાસ્ત્રનું શિક્ષણ નીચેના ક્રમ પ્રમાણે આપવું.

## ૧૧. રાગ વિષે.

રાગ એટલે ચોક્કસ નિયમથી ઉત્પન્ન કરવામાં આવતી સ્વરમાલાના સ્વરોનું ચોક્કસ નિયમે મિશ્રણ કરી, ઊભી કરવામાં આવતી ચોક્કસ પ્રકારની ભાવનામય સ્વર સૃષ્ટિ. સ્વરમાલાઓ ક્યા ક્યા નિયમોથી

ઉત્પન્ન કરી શકાય છે.* એ બહુ ઊંચી બાબત છે. તે બધુ જાણવાની શરૂઆતના વિદ્યાર્થીને કશી જરૂર નથી. માત્ર આપેલી સ્વરમાલા કયા નિયમથી મિશ્રિત કરવામાં આવે છે અને રાગની સ્વરલહરીઓના નવા નવા તરંગ કેવી રીતે ઉત્પન્ન થઈ શકે છે તેનું જ્ઞાન તો અવશ્ય હોવુંજ જોઇએ. પરંતુ એ સંબંધી સારૂં જ્ઞાન હોય તોપણ તે પ્રમાણે કળાની વિવિધ પ્રકારની મોહક અને રસિક કુશળતા મેળવવાને માટે તો વરસો સુધી અભ્યાસ અને સારા પંડિતો (ઉસ્તાદો) ની ઊંચી તાલીમ મેળવવાની જરૂર છે. અને તેટલી ફુરસદ અને અનુકૂળતા હાલના સમયમાં બધાઓને મળી શકે એ અશક્ય છે. જેથી થોડી મુદતમાં સાધારણ ૫૦-૬૦ પ્રસિધ્ધ રાગોના સ્વરો, તેના આરોહ અવરોહ, વાદી સંવાદી, અંશ સ્વર, તે ઉપરાંત દરેક રાગનાં ત્રણ ત્રણ ચાર ચાર ગાયનો એટલું જ આવડે તો ઘણુંએ છે. મતલબ કે ભિન્ન ભિન્ન રાગો પરસ્પરથી જુદી તરેહના શા કારણથી છે અને કાનને તેનું ભિન્નત્વ શાથી જણાય છે એટલું સમજાય, ને સાધારણ ગાતાં વગાડતાં આવડે તો તે કંઈ ઓછું નથી. આટલી યોગ્યતા સરલતાથી પ્રાપ્ત થવા માટે ઉપર જણાવ્યા તે પ્રમાણે અભ્યાસ પાઠો તૈયાર કરાવ્યા પછી નીચેની રીત પ્રમાણે શિક્ષકે આગળ શિક્ષણ આપ્યાં કરવું.

## ૧૨. સ્વરોની પરસ્પર મિત્રતા અને શત્રુતા.

(અંશ-વાદી, સંવાદી, અનુવાદી અને વિવાદી વિષે.)

સાત સ્વરો એક બીજાની સાથે કેવો સંબંધ ધરાવે છે તે જાણવાની ઘણી જરૂર છે. સઘળા સ્વરમાં સ સ્વર મુખ્ય છે, તે આરંભક સ્વર છે, તે સ્થપાયા પછી બાકીના છ સ્વરો ઉપજાવી શકાય છે. એ કારણથી સ નું નામ ષડ્જ એટલે કે છ સ્વરોને ઉત્પન્ન કરનાર પડયું છે. એક સ થી તે તેની ઉપરના બીજા સં સુધીનું જે એક સપ્તક ગણાય છે, તેના વચમાંથી સરખા ભાગ કરીએ તો સ રિ ગ મ અને પ ધ નિ સં એવા બે વિભાગો પડી શકે તેમ છે. તેમાંનો સ રિ ગ મ એ સપ્તકનો પૂર્વ ભાગ છે અને પ ધ નિ સં એ ઉત્તર ભાગ છે. હવે જો પૂર્વભાગ એ બિંબ રૂપે અથવા ધ્વનિ રૂપે છે એમ કહીએ તો

* દરેક રાગની સ્વરમાલાના અમુકજ સ્વરો શા માટે? તેમજ વાદી સંવાદી, ગ્રહ, ન્યાસ, રસ અને સમય અમુક જ શા માટે? એ સંબંધમાં અમારા તરફથી **હિંદુસ્થાની રાગસિદ્ધાંત** નામે ગ્રંથ રચાય છે. તેમાં શાસ્ત્રીય કારણો અને નિયમો આપવામાં આવશે.

ઉત્તર ભાગ એ પ્રતિબિંબ રૂપે અથવા પ્રતિધ્વનિ (પડઘા) રૂપે છે એમ કહી શકાય. જેથી સ અને પ, રિ અને ધ, ગ અને નિ, મ અને સં એ બંને પરસ્પર બિંબ પ્રતિબિંબરૂપે અથવા ધ્વનિ પ્રતિધ્વનિ રૂપે છે. તેનો પ્રત્યક્ષ અનુભવ જોવો હોય તો, હારમોનિયમમાં સ અને પ એ બંને પડદા સાથે દાબીને વગાડશો તો, તે બંને એક બીજામાં મિત્રભાવે કાનને ભળી ગએલા લાગશે. જેથી સ ને જો રાજા કે વાદી કહીએ તો પ ને તેનો પ્રધાન કે સંવાદી કહેવામાં આવશે. એ રીતે સાતે સ્વરો ક્રમે ક્રમે વાદી તરીકે લઈએ તો તેનાથી પાંચમો સ્વર સંવાદી થતો જશે એવો સર્વમાન્ય નિયમ છે.

પરંતુ સ ની સાથે પંચમ સ્વરની જેવી સંવાદી તરીકેની મિત્રતા છે તેમ, તેનાથી ચોથા સ્વર એટલે કે મ ની પણ છે. એ સ અને મ-ના પડદા હારમોનિયમમાં સાથેજ દાબીને વગાડશો તો તે પણ પરસ્પરમાં ભળી ગએલાજ લાગશે; પરંતુ તે પ કરતાં સહેજ જુદા તરીકે કાનને લાગશે. આથી જો કોઈપણ સ્વરને વાદી તરીકે લેવામાં આવે તો તેનાથી ૪ થો સ્વર સંવાદી થઈ શકશે. આ રીતે સંવાદીના ૨ પ્રકાર થયા. ૫ મો તે પંચમભાવે અને ૪ થો તે મધ્યમભાવે સંવાદી. હવે જો મધ્યમભાવે સપ્તકના પૂર્વ અને ઉત્તર ભાગ પાડીએ તો સારિગમ અને મપધનિ એવા બે ભાગ પડી શકશે. નીચેના કોષ્ટકમાં એ બંને પ્રકારના સંવાદીઓ આપેલા છે.

વાદી સ્વરથી ૩ જો સ્વર તે **અનુવાદી** હોય છે. અને વાદીની આસપાસના સ્વરો વિવાદી તરીકે ગણાય છે. આ બધો વિષય ગાયનવાદન પાઠમાલામાં ( પૃષ્ઠ ૨૪૧ થી ૨૪૫ સુધી ) અને શ્રુતિસ્વર-સિદ્ધાંતમાં વિસ્તારથી આપેલો છે. તેથી વિશેષ સમાધાન માટે તે ભાગ મનન કરવો. તોપણ નીચેનાં કોષ્ટકો મનન કરી ધ્યાનમાં રાખવાની જરૂર છે.

### પંચમભાવે બિંબ પ્રતિબિંબ રૂપે વાદી સંવાદી.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બિંબ. | સ | રિૅ | રિ | ગૅ | ગ | મ | મ॑ | પ | સપ્તકનું પૂર્વાર્ધ ( વાદી ) |
| પ્રતિબિંબ. | પ | ધૅ | ધ | નિૅ | નિ | સં | રિૅં | રિં | સપ્તકનું ઉત્તરાર્ધ(સંવાદી). |

### મધ્યમભાવે બિંબ પ્રતિબિંબ રૂપે વાદી સંવાદી.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બિંબ. | સ | રિૅ | રિ | ગૅ | ગ | મ | મ॑ | પ | સપ્તકનું પૂર્વાર્ધ ( વાદી ). |
| પ્રતિબિંબ. | મ | મ॑ | પ | ધૅ | ધ | નિૅ | નિ | સં | સપ્તકનું ઉત્તરાર્ધ (સંવાદી). |

## દરેક સ્વરના સંવાદી, અનુવાદી અને વિવાદી.

| વાદી. | સ્વરોની મિત્રતા | | | | સ્વરોની શત્રુતા. | |
|---|---|---|---|---|---|---|
| | સંવાદી | | અનુવાદી | | વિવાદી. | |
| | પંચમ ભાવે | મધ્યમ ભાવે | આરોહમાં | અવરોહમાં | અવરોહમાં | આરોહમાં |
| સ | પ | મ | ગ | ધં | નિં | રિ |
| ˘રિ | ધૅ | મ॑ | મ | ˘નિં | સ | ˘ગ |
| રિ | ધ | પ | મ॑ | નિં | ˘રિ | ગ |
| ગૅ | ˘નિ | ધૅ | પ | સ | રિ | મ |
| ગ | નિ | ધ | ˘ધ | ˘રિ | ˘ગ | મ॑ |
| મ | સ' | ˘નિ | ધ | રિ | ગ | પ |
| મ॑ | ˘રિ' | નિ | ˘નિ | ˘ગ | મ | ˘ધ |
| પ | રિ' | સ' | નિ | ગ | મ॑ | ધ |
| ˘ધ | ˘ગ' | ˘રિ' | સ' | મ | પ | ˘નિ |
| ધ | ગ' | રિ' | ˘રિ' | મ॑ | ˘ધ | નિ |
| ˘નિ | મ' | ˘ગ' | રિ' | પ | ધ | સ' |
| નિ | મ॑' | ગ' | ˘ગ' | ˘ધ | ˘નિ | ˘રિ' |
| સ' | પ' | મ' | ગ' | ધ | નિ | રિ' |

આ કોષ્ટક તમામ રાગ શાસ્ત્રરૂપી ભંડારના બારણાની બરાબર છે. રાગના સ્વરોના આરોહ અવરોહ, દરેક રાગના અંશ સ્વરો, રાગના આલાપ એ સઘળા જે નિયમે રચવામાં આવે છે તે વાદી સંવાદીના સિદ્ધ બંધારણ ઉપરથીજ. માટે શિક્ષકે આ સંબંધમાં અનુભવ વાળી માહિતી અને પ્રયોગસિદ્ધ બાબતો વિદ્યાર્થીના મનમાં બરાબર ઊંડી ઉતારી તેનું મહત્વ સ્થાપિત કરાવવું.

### ૧૩. થાટ અથવા મેલનો અભ્યાસ.

આ પુસ્તકનાં ભાગ ૩ જાને આરંભે બાર જાતના મેલ અને તેમાં કયા કયા કોમલ તીવ્ર સ્વરો આવે છે તેનું કોષ્ટક આપેલું છે. તેમાંથી શંકરાભરણ કે **ઝીંઝોટી, કાલંગડો, કાફી–ઝીલ્લા, ભૈરવી, યમન કલ્યાણ, પૂર્વી** અને **તોડી** એ ૭ પ્રકારના મુખ્ય મેલ લઈ. તેના આરોહ અવરોહમાં પૂર્વે આપેલા ૧૦૮ પ્રકારના અથવા તો તેમાંથી અમુક પાઠોના સ્વરો લેવાનો મહાવરો કરાવવો. જેમકે, પ્રથમના ૧૫ પાઠો

લઇને તે પ્રથમ શંકરાભરણુ કે ઝીંઝોટીમાં વગાડી જવા, પછી કાલંગડામાં વગાડી જવા, પછી કાફીમાં, એમ ક્રમે ક્રમે ભૈરવી, યમન કલ્યાણુ, પૂર્વી અને તોડીમાં વગાડી તથા ગાઈ જવા. થાટ એટલે સ્વરોનું અમુક પ્રકારનું સંસ્થાન. જેમકે, કાલંગડામાં સગમપની સ્વરો શુદ્ધ છે, ને રિધ કોમલ છે. હવે ભૈરવ, ગુનકલિ, જોગીયા, વગેરે રાગોમાં તેજ સ્વર આવે છે, તો એ સઘળા રાગના સ્વરો કાલંગડાની સ્વરમાલાની જાતિના છે એમ કહી શકાય. ને તેથી તે રાગો કાલંગડાના સંસ્થાનના રહીશ છે એમ કહેવામાં આવે તો તેથી એક પ્રકારની જાતિ કે વર્ગવારી જ ગણી શકાય. એ પ્રમાણે ૭ મુખ્ય થાટની સ્વરમાલાઓ નીચે આપીએ છીએ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧. શંકરાભરણુ. | સ | રિ | ગ | મ | પ | ધ | નિ | સં |
| ૨. કાલંગડો. | સ | રિકો૦ | ગ | મ | પ | ધકો૦ | નિ | સં |
| ૩. કાફી. | સ | રિ | ગકો૦ | મ | પ | ધ | નિકો૦ | સં |
| ૪. ભૈરવી. | સ | રિકો૦ | ગકો૦ | મ | પ | ધકો૦ | નિકો૦ | સં |
| ૫. કલ્યાણુ. | સ | રિ | ગ | મતીવ્ર | પ | ધ | નિ | સં |
| ૬. પૂર્વી. | સ | રિકો૦ | ગ | મતીવ્ર | પ | ધકો૦ | નિ | સં |
| ૭. તોડી. | સ | રિકો૦ | ગકો૦ | મતીવ્ર | પ | ધકો૦ | નિ | સં |

આ મુખ્ય ૭ થાટમાં પૂર્વે જણાવેલા શરૂઆતના ૧૫ પાઠો ગાઈ કે વગાડી જવાથી રાગત્વનું, કોમલ તીવ્ર સ્વરનું અને બેરાગ એટલે શું તેનું ભાન સેહેલથી થઈ શકશે. ધારો કે કાલંગડાના થાટનો આરોહ અવરોહ કરવામાં આવે, ને તેમાં જો ભૂલથી રિ કે ધ શુદ્ધ લેવાઇ ગયો તો તેથી કાનને તુરત જ બેરાગપણાનો આંચકો લાગશે. આ સાથે તે દરેક થાટનાં ૨–૨ ગાયનો ગાતાં વગાડતાં શીખવવાં.

## ૧૪. ઔડવ રાગની સ્વરમાલાઓ અને તેના આરોહ અવરોહનો અભ્યાસ

એ રીતે ઉપર જણાવેલા મુખ્ય ૭ પ્રકારના થાટનો અભ્યાસ કરાવ્યા પછી નીચે જણાવેલા ૧૦ પ્રકારના ઔડવ રાગની સ્વરમાલાઓમાં તેજ પાઠો ચલાવવા, તેમાં જે રાગમાં જે સ્વરો બાદ (વર્જ્ય) હોય તે નહિં લેવા, એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે. એ રાગોના નીચે પ્રમાણે બે વર્ગ છે.

| પ્રકૃતિ ભૂત રાગ. | | વિકૃતિ ભૂત રાગ. |
|---|---|---|
| ૧. ભૂપ. | ( અને તેની વિકૃતિરૂપ ) | ૬. બીભાસ. |
| ૨. શ્યામ. જલધર | ( ,, ) | ૭. ગુનકલી. |
| ૩. સારંગ. | ( ,, ) | ૮. મધુમાધ |

૪. હિંદોળ ( ,, ) ૯. માલકૌંસ.
૫. ધાની ( ,, ) ૧૦. તિલંગ.

આમાંથી પ્રકૃતિ રૂપ પાંચ રાગો પ્રથમ લેવા. અને તેમાં પૂર્વે જણાવેલા ૧૫ પાઠો તૈયાર કરાવ્યા પછી જ બાકીના પાંચ વિકૃતિ રૂપ રાગો લઈ તેમાં આરોહ અવરોહ કરાવવા.

આટલી હદે આવી ગયા પછી રાગશાસ્ત્રના ઘરમાં પેઠા જેવુંજ ગણી શકાશે. એ પછી નીચે કહ્યા પ્રમાણે રાગ શાસ્ત્રનું જ્ઞાન આપવું.

## ૧૫. રાગ વિદ્યાનાં મૂળતત્વોની સામાન્ય માહિતી.

(૧) રાગના વર્ગ. (૨) તેના કોમલ તીવ્ર સ્વરો, અથવા તેનો થાટ કયો છે એ બેમાંથી એકની માહિતી. (૩) રાગના આરોહી અવરોહી સ્વરો; (૪) દરેક રાગનો અંશ સ્વર કયો, અને એ અંશનો સંવાદી કયો ! તેમજ ગ્રહ અને ન્યાસ સ્વરો કયા ! (૫) રાગનો ફેલાવો કે આલાપ કયા નિયમોથી કરવામાં આવે છે, એ પાંચ બાબતો અવશ્ય જાણવી ઘટે છે. એ બધા વિષયો અમે અમારી ગાયનવાદન પાઠમાલામાં પાઠ ૨૦,૨૧,૨૨ અને ૨૩ (પૃષ્ઠ ૨૪૬ થી ૩૦૪ સુધી) માં વિસ્તારથી સમજાવેલા છે તેથી એ પુસ્તકનો એ બધો વિષય મનન કરી, વાંચી જવા વિષે અમે ખાસ ભલામણ કરીએ છીએ, તો પણ આ પાંચે વિષયોનું ટુંકામાં સ્વરૂપ શું છે તે વિષે જણાવીએ છીએ.

૧. રાગના **ઔડવ, ષાડવ, સંપૂર્ણ, વક્રસંપૂર્ણ** અને **સંકીર્ણ** એ પાંચ પ્રકારના વર્ગો છે. જેમાં પાંચ જ સ્વરો આવે તે **ઔડવ** વર્ગના રાગો ગણવામાં આવે છે. 'ઉડુ' એટલે આકાશ તત્ત્વ અને તે પાંચ તત્ત્વોમાં છેલ્લું એટલે કે, પાંચમું છે, જે ઉપરથી વ્યાકરણ શાસ્ત્રના નિયમે ઉડુ શબ્દની વૃદ્ધિ કરી "ઔડવ" એવું રૂપ સિદ્ધ કરીને તે શબ્દ પાંચની સંખ્યાના વર્ગને લગાડવામાં આવ્યો છે. જે રાગમાં ૭ (ષટ્) સ્વર આવે તે ષાડવ. જેમાં સાતે સ્વર એટલે કે સંપૂર્ણ સ્વરો આવે તે રાગ સંપૂર્ણ વર્ગના ગણાય છે. આરોહમાં પાંચ કે ૭ સ્વર હોય, ને અવરોહમાં સાતે સ્વર હોય અથવા તો આરોહમાં સાતે સ્વર આવે અને અવરોહમાં પાંચ કે ૭ સ્વર લાગે તેવા રાગોનો જે વર્ગ તેને **વક્રસંપૂર્ણ** એવું નામ આપેલું છે, વક્રસંપૂર્ણ વર્ગમાં નીચે પ્રમાણેના ૪ પેટા વર્ગ પડી શકશે.

૧. ઔડવસંપૂર્ણ—આરોહમાં પાંચ ને અવરોહમાં સાત સ્વર આવે તેવા રાગ.

૨. ષાડવસંપૂર્ણ—આરોહમાં ૭, ને અવરોહમાં સાત સ્વર આવે તેવા રાગ.

૩. સંપૂર્ણઓડવ—આરોહમાં સાત ને અવરોહમાં પાંચ સ્વર આવે તેવા રાગ.

૪. સંપૂર્ણષાડવ—આરોહમાં સાત ને અવરોહમાં ૭ સ્વર આવે તેવા રાગ.

આ રીતે વક્રસંપૂર્ણના પેટા વર્ગો છે. આ બધાને 'વક્ર' સંપૂર્ણ કહેવાનું કારણ એ કે, તેમાં જોકે સાત સ્વર તો આવેજ પરંતુ તેમની ગતિ આરોહ કે અવરોહમાં અમુક (પાંચ કે ૭) જ સ્વર લઇને વાંકી (વક્ર) રીતે થતી હોવાથી તેમને એ નામ પડયું છે. આ બધાએ વર્ગ ઉપરાંતના રાગોના વર્ગને સંકીર્ણ કહે છે. સંકીર્ણ શબ્દના "અવિસ્તૃત, મિશ્ર, અનેક પ્રકારનું, ટુંકું, સંકુચિત" વગેરે અર્થો થાય છે. એ અર્થ પ્રમાણે જેની સ્વરમાલાઓ આરોહ અવરોહમાં ઘણી વિસ્તાર પામતી ન હોય, ને સહેજ સહેજમાં સ્વરો આરોહ કે અવરોહ પ્રવાહમાં ચાલ્યા જતા હોય અથવા ચઢ ઉતર થતા હોય તે બધા રાગ આ વર્ગના ગણાય છે. આ વર્ગનાં ૧ ઔડવ ઔડવ, ૨ ઔડવ ષાડવ, ૩ ષાડવ ષાડવ, ૪ ષાડવ ઔડવ, એવા ૪ વર્ગ પડી શકે તેમ છે. સપ્તકના પૂર્વભાગમાં, કે ઉત્તર ભાગમાં (એટલે કે, અડધા સપ્તક જેટલા ટુંકા અવકાશમાં) જ જેમની ગતિ હોય તેવા રાગો પણ આજ વર્ગમાં ગણવામાં આવે છે.

૨. દરેક રાગમાં જે સ્વરો આવે, તેમાંના કોમલ તીવ્ર કયા કયા છે તે પણ કોષ્ટકમાં જણાવેલું છે. જેથી દરેક રાગનો થાટ કયો છે તે જુદોઆપેલ નથી. વળી અમુક રાગનો અમુકજ થાટ, અને તે કયા કારણોથી, એ વિષેનો ચોક્કસ નિર્ણય થયો નથી, એ કારણથી આવા મતભેદ વાળી બાબત આપવાનું પસંદ કર્યું નથી.

૩. રાગમાં જે સ્વર ઘણો વપરાય અથવા જે સ્વર મુખ્ય હોય છે તેને અંશ (રાગનો મુખ્ય ભાગ) કહે છે. રાગનો બધો આધાર એ સ્વર ઉપરજ રહે છે. અંશને જ વાદી ગણીને પછી તેના સંવાદી કે અનુવાદી સ્વરોને ઓછા વધતા લંબાવવાથી રાગનું સ્વરૂપ બરાબર જામે છે. ઘણાખરા રાગ એવા પણ છે કે, જેની રચનામાં અંશ કે વાદી સ્વર કયો છે તે ચોક્કસ સમજાતું નથી, તેવા રાગોની સ્વર રચનામાંથી ક્યા સ્વરને વાદી ગણવો તે સાધારણ અભ્યાસીની કલ્પનાથી બહારની બાબત છે.

ગાવા વગાડવામાં શરૂઆતમાં જે સ્વરથી આરંભ કરવામાં આવે છે તેને ગ્રહ સ્વર કહે છે. એટલે કે, રાગનો આલાપ કે વાદન જે સ્વરથી ગ્રહણ કરવામાં આવે છે તે સ્વર તે ગ્રહ છે. રાગની સમાપ્તિ કે આખર (ત્યાગ) જે સ્વર ઉપર કરવામાં આવે છે તે ન્યાસ કહેવાય છે. ન્યાસ

એટલે ત્યાગ અને તે જે સ્વર ઉપર કરવામાં આવે છે તે સ્વર ઘણો ખરો **સમ** કે **માન** ઉપર આવે છે માટે તે પણ ધ્યાનમાં રાખવો ઘટે છે. ગ્રહ અને ન્યાસ સ્વરના કરતાં અંશ સ્વરનું મહત્વ અતિશય છે. કેમકે તે રાગનો ખરો આધારસ્તંભ છે. કોષ્ટકમાં દરેક રાગનો **અંશ, ગ્રહ** અને **ન્યાસ** સ્વર કયો તે આપેલો છે.

૪. દરેક રાગના આરોહ અને અવરોહના સ્વરો સમજ્યા પછી, તેમની ગતિના નિયમો કયા છે તે જાણવા જોઇએ. પાંચ (ઔડવ), ૭ (ષાડવ) અને સાત (સંપૂર્ણ) સ્વર જેમાં આવે તેવા રાગોના સંબંધમાં કંઈ વિચાર કરવાનો હોતોજ નથી. માત્ર જે રાગ આરોહમાં પાંચ કે ૭ સ્વર લે, અથવા અવરોહમાં પાંચ કે ૭ લે, તેના સંબંધમાં જરાક સંભાળ લેવાની જરૂર છે. એ સંબંધમાં એકજ નિયમ ધ્યાનમાં રાખવાનો છે અને તે એજ કે, (अ) આરોહમાં જે સ્વર બાદ હોય તે સ્વર આરોહમાં નહીંજ લેવો, પણ જો તે સ્વર કદાચ લેવામાં આવ્યો હોય તો, ત્યાંથી આગળ વધી આરોહ નહી કરતાં, અવરોહમાં પાછા આવી નીચે ઉતરી આવવું. તેમજ (ब) જે રાગના અવરોહમાં જે સ્વર બાદ હોય તે અવરોહમાં ન જ લેવો, પરંતુ અવરોહમાં જો તે લેવાયો તો ત્યાંથી નીચે નહીં ઉતરતાં આગળ વધી આરોહમાં ચાલ્યા જવું. આ નિયમ સમજાવવામાં સહેલો છે, પરંતુ ગાયન કે વાદનમાં ક્રિયા કરતી વખતે પ્રત્યક્ષ ઉપયોગ કરવામાં સંભાળવો બહુ મુશ્કેલ છે. એ સંબંધમાં શિક્ષકે વક્રસંપૂર્ણ રાગના પ્રસંગમાં ઘણુંજ ધ્યાન આપવું ઘટે છે. એવા રાગમાં આરોહ કે અવરોહમાં જે જે સ્વરો બાદ કરવાના હોય છે તે વિષે પણ કોષ્ટકમાં જણાવેલું છે.

૫. રાગનો ફેલાવો કે વિસ્તાર કરવો તે આલાપ કહેવાય છે, જેથી એ ફેલાવો કરવાના નિયમો ધ્યાનમાં રાખવાની જરૂર છે. એ નિયમોમાંનો એક મ્હોટો નિયમ એ સંભાળવાનો છે કે, રાગમાં જે સ્વર અંશ હોય તેને વાદી તરીકે સમજી લઈ, તેના સંવાદી અને અનુવાદી સ્વરો કયા છે તે જાણી લેવું. અને પછી જે વાદી સ્વર હોય તેને જો ૧૦૦ ટકા જેટલા પ્રમાણ સુધી લંબાવવામાં કે લેવામાં આવે તો તેના સંવાદીને ૭૫ ટકા અને અનુવાદીને ૫૦ ટકા લંબાવવો. વળી જો વિવાદી સ્વર રાગમાં હોય તો તેને બને ત્યાં સુધી ઓછો લેવો. આ નિયમ એટલો બધો સર્વસામાન્ય છે કે, તમામ રાગોને એ લાગુ પડે છે.

રાગનો આલાપ કે ફેલાવો કરતી વખતે એક બીજી બાબત ઉપર ઘણું ધ્યાન આપવાનું છે, અને તે એ કે, આલાપ અમુક અમુક દરજ્જાથી આગળ આગળ વધારવામાં આવે છે. તેનાં ૪ સ્થાન છે.

(૧) મંદ્રસપ્તકનો ઉત્તરાર્ધ (૨) મધ્યસપ્તકનો પૂર્વાર્ધ (૩) મધ્યસપ્તકનો ઉત્તરાર્ધ અને (૪) તાર સપ્તકનો પૂર્વાર્ધ. એ ચાર સ્થાનોમાં ક્રમે ક્રમે ગતી કરવાની જરૂર છે. એક સ્થાનના સ્વરોને, કુશલતાથી લઈ, તે સ્થાનને જમાવીને પછીથીજ બીજા સ્થાનમાં જવામાં આવે છે. વળી તે સ્થાનથી પુનઃ પ્રથમના સ્થાન ઉપર આવી, એમ વારંવાર કરી આગળ આગળ વધવામાં આવે છે. આ ચાર સ્થાનો સામાન્ય છે, પરંતુ રાગનો અંશસ્વર જે હશે તે પ્રમાણે તેમાં થોડો ઘણો ફેરફાર કરી લેવો પડે છે. અને એકંદરે આ બધો વિષય અનુભવ, પ્રત્યક્ષ ક્રિયા અને કુશળતાને આધીન છે તેથી એ વિષે વધારે લખવું નિરર્થક છે. શિક્ષકે આ બધી બાબત સમજી લઈ વિદ્યાર્થીના મનમાં તે કેવીરીતે ઉતારવી, ને તેને કલાકુશલ કેવીરીતે બનાવવો એ ઉપર ઘણુંજ ધ્યાન આપવું જોઇએ છે. આ વિષયનું વારંવાર મનન કરવામાટે ગાયન વાદન પાઠમાળા (પૃષ્ટ ૨૮૫ થી ૨૯૩ સુધી) નો ઉપયોગ કરતાં રહેવો.

## ૧૬. રાગ અને તેના સ્વરો.

આખા હિંદુસ્થાનમાં સંગીત બે પ્રકારથી વહેંચાયલું જોવામાં આવે છે, ઉત્તર હિંદનું સંગીત અને દક્ષિણ હિંદનું (કર્નાટકીય) સંગીત. તેમાંના ઉત્તર હિંદના સંગીતને **હિંદુસ્થાની સંગીત** કહેવામાં આવે છે. આપણા દેશમાં, તેમજ આખા ઉત્તર હિંદ–પંજાબ, સિંધ, રાજપુતાના, વાયવ્યપ્રાંત, મધ્યપ્રાંત, બંગાલ, અને મહારાષ્ટ્ર દેશમાં જે સંગીત ચાલુ છે તે એજ છે. એ સંગીતના મૂળ પ્રસ્થાપક **હનુમાન** નામે આચાર્ય હતા એમ મનાય છે. ઉત્તમ ગાયકો (ગુણીજનો) જે રાગ રાગણિઓ ગાય છે તેનું પૃથકકરણ કરી, દરેક રાગના આરોહ અવરોહ, વાદી (અંશ) સંવાદી અને ગ્રહન્યાસના સ્વરો કયા કયા છે તે વિષેનું **ગણેશ (ગુણીજન) મતાનુસાર રાગ સ્વર દર્શક કોષ્ટક** આપવામાં આવે છે.

આ કોષ્ટકમાં આપેલા રાગોમાંથી સહેલા, અને ઝટ પારખી શકાય તેવા રાગો પ્રથમ લઇને તેનાં, શાસ્ત્રીય પરંતુ પ્રચલિત લોકગીતોમાંનાં જ ગાયનો પસંદ કરીને શીખવવાં. અને ત્યારબાદ તે ગીતના સ્વરોનું પૃથક્કરણ કરી, તેની રચના આ કોષ્ટકમાં આપેલા આરોહ, અવરોહ, અંશ, ગ્રહન્યાસને નિયમે કેવી રીતે થએલી છે તે વિષેની કલ્પના વિદ્યાર્થીના મનમાં સારી રીતે ઠસાવવી.

गणेशमतानुसार रागस्वरदर्शक कोष्टक.

# १. औडव राग.

## ( प्रकृतिभूत औडव राग )

| राग नाम. | आरोह अवरोह | अंश—वादी. संवादी. | ग्रह. न्यास. |
|---|---|---|---|
| १. भूप, | स रि ग ० प ध ० सं | ग | ग |
| | ( स्वरूपसिद्धि=स—प; ग—ध ) | ध | स |
| २. शाम-जलधर | स रि ० म प ध ० सं | ध | ध |
| | ( स्वं० सि०=म—स; ध—रि ) | रि | |
| ३. सारंग | स रि ० म प ० नि सं | परी | स |
| | ( स्व० सि०= ॅनि—म; रि—प ) | रि प | |
| ४. हिंदोल | स ० ग मं ० ध नि सं | ध | स |
| | ( स्व० सि०=ध—ग ) | ग | |
| ५. मालकौंस | स ० गॅ म ० धॅ ॅनि सं | म सं | स |
| | ( स्व० सि०=धॅ—गॅ; स—म ) | ॅनि म | म |
| ६. धानी ( १ ) | स ० गॅ म प ० निॅ सं | गॅ | गॅ |
| | ( स्व० सि०=प—सं; गॅ—निॅ ) | निॅ | |

## ( विकृतिरूप औडव राग. )

| राग नाम. | आरोह अवरोह | अंश—वादी. संवादी. | ग्रह. न्यास. |
|---|---|---|---|
| ७. तिलंग | स ० ग म प ० नि सं | ग | स |
| | (२) | नि | ग |
| ८. देसकार | स रि ग ० प ध ० सं | ध प | ध |
| | | रि | प |
| ९. विभास | स ॅरि ग ० प धॅ ० सं | ॅरि धॅ | |
| | | धॅ ॅरि | |
| १०. गुनकली | स ॅरि ० म प धॅ ० सं | ॅरि | ॅरि |
| | | ॅध | स |

| | | | |
|---|---|---|---|
| ११. | भठीयारी (१) | स रि ० म प धॅ ० सं | म धॅ धॅ<br>सं ॅरिं म |
| १२. | मधुमाध सारंग | स रि ० म प ० नि सं<br>(२) | म नि सं<br>ॅनि म रि |
| १३. | दुर्गा | स ० ग म ० ध नि सं | ग ग<br>ध |
| १४. | मालश्री | स ० ग मॅ प ० नि सं | प स<br>स प |

## २. षाडव राग.

| | | | |
|---|---|---|---|
| १५. | पुरिया रेनकी. | स ॅरि ग मॅ ० धॅ नि सं<br>( स्व० सि०=ग–नि; धॅ–ॅरि ) | ग धॅ निं<br>नि ॅरि स |
| १६. | मारवा | स ॅरि ग मॅ ० ध नि सं<br>( स्व० सि०=ध–ग; ॅरि–मॅ ) | ध ॅरि स<br>ग मॅ ध |
| १७. | षाडव भैरवी | स रि ग म ० धॅ नि सं<br>( स्व० सि०=म–ॅनि; ॅनि–गॅ; ॅरि–धॅ ) | म नि रि !<br>ॅनि गॅ धॅ |
| १८. | षाडव बिलावल | स रि ग ० प ध नि सं<br>( स्व० सि०=प–रि; नि–ग ) | प नि !<br>रि ग |
| १९. | षाडव तोडी | स रि गॅ मॅ ० धॅ नि सं<br>( स्व० सि०=नि–मॅ; मॅ–ॅरि; गॅ–धॅ ) | नि मॅ गॅ !<br>मॅ ॅरि धॅ |
| २०. | षाडव कल्याण | स रि ग मॅ ० ध नि सं<br>( स्व० सि०=मॅ–नि ) | मॅ<br>नि |
| २१. | शंकरा | स रि ग ० प ध नि सं | सं सं<br>प स |
| २२. | कौशिक कानडा. | स रि गॅ म ० ध ॅनि सं | ॅनि म<br>म स |
| २३. | सोहनी | स रि ग म ० धॅ नि सं | म ग म<br>सं नि स |
| २४. | ललत | स रि ग म ० धॅ नि सं<br>(२) | म स<br>नि म |

## ३. संपूर्ण वर्गीय राग.

| | | | | | |
|---|---|---|---|---|---|
| २५. | शंकराभरण | स रि ग म प ध नि सं | स<br>प | स.<br>प | १ |
| २६. | झिंझोटी | स रि ग म प ध नि सं<br>(२) (under नि) | ॰नि<br>ग म | स. | २ |
| २७. | काफी | स रि गॅ म प ध निॅ सं | प गॅ<br>स ॅनि | स.<br>प | ३ |
| २८. | पीलु | स रि गॅ म प धॅ नि सं | गॅ प<br>धॅ स | स. | ४ |
| २९. | कालंगडा | स रिॅ ग म प धॅ नि सं | प<br>सं | धॅ<br>प | ५ |
| ३०. | जिल्हा | स रि ग म प ध नि सं<br>(२) (under ग) (२) (under नि) | रि<br>प | स<br>प | |
| ३१. | भैरवी | स रिॅ गॅ म प धॅ निॅ सं | धॅ<br>गॅ | स<br>धॅ | ६ |
| ३२. | सिंधभैरवी | स रि गॅ म प धॅ निॅ सं | प<br>स | प<br>स | ७ |
| ३३. | जिल्हा भैरवी | स रि ग म प ध नि सं<br>(२)(२) (under रि ग) (२)(२) (under ध नि) | | | |
| ३४. | कल्याण | स रि ग म॑ प ध नि सं | नि<br>म॑-ग | नि<br>स-प | ८ |
| ३५. | यमनकल्याण | स रि ग म प ध नि सं<br>(२) (under म) | प<br>स | ग<br>स | |
| ३६. | पूर्वी | स रिॅ ग म॑ प धॅ नि सं<br>(२) (under म॑) | गम॑<br>नि | स<br>ग | ९ |
| ३७. | हिमकी पुरिया | स रिॅ ग म॑ प ध नि सं | प<br>स | स | १० |
| ३८. | रामगरि | स रिॅ ग म प ध नि सं | ध<br>ग | ग<br>स | ११ |
| ३९. | तोडी | स रीॅ गॅ म॑ प धॅ नि सं | गॅ<br>धॅ | धॅ.<br>गॅ | १२ |

# वक्रसंपूर्ण राग वर्ग.

## ४. औडव संपूर्ण राग.

### ( भूपप्रकृतिक )

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ४०. बीलावल (१) | स | रि | ग | ० | प | ध | ० | सं | स ध | ग |
| | सं | नि | ध | प | म | ग | रि | स | प रि | सं |
| ४१. भूपकल्याण | स | रि | ग | ० | प | ध | ० | सं | ग | ग |
| ( शुद्ध कल्याण ) | सं | नि | ध | प | म॑ | ग | रि | स | ध | स |
| ४२. पहाडी | स | रि | ग | ० | प | ध | ० | सं | ग | सं |
| | सं | नि | ध | प | म | ग | रि | स | ध | स |
| ४३. रामकली | स | रिॅ | ग | ० | प | धॅ | ० | सं | धॅ | |
| | सं | नि | धॅ | प | म | ग | रिॅ | स | रिॅ | |
| ४४. जैत | स | रिॅ | ग | ० | प | धॅ | ० | सं | प | स |
| | सं | नि | धॅ | प | म॑ | ग | रिॅ | स | स | प |
| ४५. भूपाली भैरवी | स | रिॅ | गॅ | ० | प | धॅ | ० | सं | धॅ | |
| ( भूपाल ) | सं | निॅ | धॅ | प | म | गॅ | रिॅ | स | गॅ | |

### ( जलधरशाम प्रकृतिक )

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ४६. गौड मलार | स | रि | ० | म | प | ध | ० | सं | रि | रि |
| | सं | नि | ध | प | म | ग | रि | स | प | ग |
| ४७. मुखारी | स | रि | ० | म | प | ध | ० | सं | रि | प |
| | सं | निॅ | ध | प | म | गॅ | रि | स | प | स |
| ४८. जोगीया | स | रिॅ | ० | म | प | धॅ | ० | सं | स | रिॅ |
| | सं | नि | धॅ | प | म | ग | रिॅ | स | प | प |
| ४९. भठियारी ( २ ) | स | रिॅ | ० | म | प | धॅ | ० | सं | म | धॅ |
| | सं | नि | धॅ | प | म | ग | रिॅ | सं | सं | म |
| ५०. आसावरी | स | रिॅ | ० | म | प | धॅ | ० | सं | धॅ | सं |
| | सं | निॅ | धॅ | प | म | गॅ | रिॅ | स | रिॅ | धॅ |
| ५१. जोगी आसावरी | स | रि | ० | म | प | धॅ | ० | सं | स धॅ | रि |
| ( आशा जोग ) | सं | निॅ | धॅ | प | म | गॅ | रि | स | प रि | प |

( सारंग प्र[illegible]तेक. )

| | | |
|---|---|---|
| ५२. देस | स रि ० म प ० नि सं | रि स |
| | सं ˘नि ध प म ग रि स | प रि |
| ५३. सोरठ (१) | स रि ० म प ० नि सं | रि म रि |
| | सं ˘नि ध प म ग रि स | प ˘नि स |
| ५४. केदारगौळ | स रि ० म प ० नि̆ सं | रि रि |
| | सं नि̆ ध प म ग रि स | प स |
| ५५. सिंधुरा कानडा | स रि ० म प ० ˘नि सं | प प |
| | सं ˘नि ध प म ग̆ रि स | सं सं |
| ५६. बिंद्रावनी सारंग | स रि ० म प ० नि सं | रि रि |
| | सं नि̆ ध प म ग̆ रि स | प |
| ५७. गौरी | स रि̆ ० म प ० नि सं | ˘रि नि |
| | सं नि ध̆ प म ग रि̆ स | ध̆ स |
| ५८. जौनपुरी | स रि ० म प ० नि̆ सं | स प |
| | सं ˘नि ध̆ प म ग̆ रि स | प ध̆ |
| ५९. देशी | स रि ० म प ० नि̆ सं | सं नि̆ ˘नि |
| | सं नि̆ ध̆ प म ग̆ रि स | प म स |
| ६०. श्री | स रि̆ ० म॑ प ० नि सं | रि̆ रि̆ |
| | सं नि ध̆ प म॑ ग रि̆ स | ध̆ |

( कौशिक–हिंदोल प्रकृतिक. )

| | | |
|---|---|---|
| ६१. खमाच (१). | स ० ग म ० ध नि सं | ग ग |
| | सं ˘नि ध प म ग रि स | ध |
| ६२. लच्छासाख (२) | स ० ग म ० ध नि सं | म स |
| | सं नि̆ ध प म ग रि स | स ˘नि म |
| ६३. बागेसरी कानडा | स ० ग̆ म ० ध ˘नि सं | ˘नि ˘नि |
| ( बागीश्वरी ” ) | सं नि̆ ध प म ग̆ रि स | ग̆ स |

| | | | |
|---|---|---|---|
| ६४. बहार (१) | स ० गॅ म ० ध नि सं | निॅ | निॅ |
| | सं निॅ ध प म गॅ रि स | म | स |
| ६५. मालव भैरव | स ० ग म ० धॅ नि सं | धॅ | ग |
| | सं नि धॅ प म ग रिॅ स | रिॅ | धॅ |
| ६६. दोलकल्याण (वसंतकल्याण) | स ० ग मॅ ० ध नि सं | ? | ? |
| | सं नि ध प मॅ ग रि स | | |
| ६७ चंद्रकौंस | स ० गॅ म ० धॅ निॅ सं | म | म |
| | सं नि धॅ प म गॅ रि स | स | स |
| ६८. कौशिक भैरवी | स ० गॅ म ० धॅ निॅ सं | धॅ | नि |
| | सं निॅ धॅ प म गॅ रिॅ स | गॅ | धॅ |
| ६९. वसंत | स ० ग मॅ ० धॅ नि सं | सं | मॅ |
| | सं नि धॅ प म ग रिॅ स | प | स |

(धानि–तिलंग प्रकृतिक.)

| | | | |
|---|---|---|---|
| ७०. धनाश्री | स ० गॅ म प ० निॅ सं | गॅ | निॅ |
| | सं निॅ ध प म गॅ रि स | निॅ | स |
| ७१. काफी धानी | स ० गॅ म प ० निॅ सं | गॅ | गॅ |
| | सं नि धॅ प म गॅ रि स | निॅ | |
| ७२. पीलु धनाश्री | स ० गॅ म प ० नि सं | गॅ | स |
| | सं नि धॅ प म गॅ रि स | धॅ | |
| ७३. पीलु जिल्हा | स ० ग म प ० नि सं | म ग | ग |
| | सं नि धॅ प म गॅ रि स (२) | निॅ नि | स |
| ७४. भीमपलासी | स ० गॅ म प ० निॅ सं | म | निॅ |
| | सं निॅ धॅ प म गॅ रि स | निॅ | स |
| ७५. देवगांधार | स ० गॅ म प ० निॅ सं | स , | म |
| | सं निॅ धॅ प म गॅ रि स | प | स |
| ७६. भैरव | स ० ग म प ० नि सं | धॅ | ग |
| | सं नि धॅ प म ग रिॅ स | रिॅ | धॅ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ७७. जेतश्री | स | ० | ग | म॑ | प | ० | नि | सं | प | स |
| | सं | नि | धॅ | प | म॑ | ग | रिॅ | स | सं | प |
| ७८. मुलतानी | स | ० | गॅ | म॑ | प | ० | नि | सं | प | निं |
| | सं | नि | धॅ | प | म॑ | गॅ | रिॅ | स | सं | प |
| ७९. बिहाग | स | ० | ग | म | प | ० | नि | सं | ग | निं |
| | सं | नि | ध | प | म | ग | रि | स | नि | गनि |
| ८०. मालसीकल्याण. | स | ० | ग | म॑ | प | ० | नि | सं | ? | ? |
| | सं | नि | ध | प | म॑ | ग | रि | स | ? | ? |
| ८१. बिहागडा | स | ० | ग | म॑ | प | ० | नि | सं | म म | पं |
| | सं | निॅ | ध | प | म | ग | रि | स | नि | ग |
| ८२. मलूहा केदार | स | ० | ग | म | प | ० | नि | सं | प | रि |
| | सं | नि | ध | प | म | ग | रि | स | रि | स |

## ५. षाडव संपूर्ण राग.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ८३. माढ (१) | स | ० | ग | म | प | ध | नि | सं | म | स |
| | सं | निॅ | ध | प | म | ग | रि | स | निॅ | |
| ८४. खमाच (२) | स | ० | ग | म | प | ध | नि | सं | ग | ग |
| | सं | निॅ | ध | प | म | ग | रि | स | ध | |
| ८५. परज | स | रिॅ | ग | म॑ | ० | धॅ | नि | सं | नि | सं |
| | सं | नि | धॅ | प | म | ग | रिॅ | स | म | |
| ८६. प्रभात. | स | रिॅ | ग | म॑ | ० | धॅ | नि | सं | म | म |
| | सं | नि | धॅ | प | म | ग | रिॅ | स | नि | प |
| ८७. अलैया विलावल | स | रि | ग | ० | प | ध | नि | सं | री स | रि |
| | सं | नि | ध | प | म | ग | रि | स | प | सं |
| ८८. शुक्र बीलावल | स | ० | ग | म | प | ध | नि | सं | म | म |
| | सं | निॅ | ध | प | म | ग | रि | स | निॅ | |

## ६. संपूर्ण औडव.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ८९. नट | स | रि | ग | म | प | ध | नि | सं | म | म |
| | सं | नि | ० | प | म | ० | रि | स | स | |
| ९०. दरबारी कानडा. | स | रि | गॅ | म | प | धॅ | निॅ | सं | गॅ | स |
| | सं | निॅ | ० | प | म | ० | रि | स | ॅनि | |
| ९१. मीयांकी मलार | स | रि | गॅ | म | प | ध | नि | सं | स म | स |
| | सं | निॅ | ० | प | म | ० | रि | स | म नि | |

## ७. संपूर्ण षाडव.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ९२. माढ (२) | स | रि | ग | म | प | ध | नि | सं | स म | स |
| | सं | नि | ध | प | म | ग | ० | स | म नि | |

## संकीर्ण राग वर्ग.

### ८. (अ) औडव-औडव.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ९३. मेवाडो | स | रि | ० | म | प | ध | ० | सं | स म | स |
| | सं | नि | ध | ० | म | ग | ० | स | म नि | |
| ९४. बहार (२) | स | ० | गॅ | म | ० | ध | नि | सं | सं म | ॅनि |
| | सं | निॅ | ० | प | म | ० | रि | स | म निॅ | सं |
| ९५. शामसारंग | स | रि | ० | म | प | ध | ० | सं | | ? |
| | सं | निॅ | ० | प | म | ० | रि | स | | |
| ९६. तिलंगधानी | स | ० | ग | म | प | ० | नि | सं | ? | ? |
| | सं | निॅ | ० | प | म | गॅ | ० | स | | |
| ९७. दोल भूप | स | ० | ग | मं | ० | ध | नि | सं | ? | ? |
| | सं | ० | ध | प | ० | ग | रि | स | | |
| ९८. देवगिरि | स | रि | ग | ० | प | ध | ० | सं | स | स |
| | सं | निॅ | ० | प | म | ० | रि | स | प | |

### ९. (ब) औडव षाडव.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ९९. केदार | स | रि | ० | म | प | ध | ० | सं | म | म |
| | सं | नि | ध | प | म | ० | रि | स | सं | ध म |
| १००. जलधर केदार. | स | रि | ० | म | प | ध | ० | सं | म प | स |
| | सं | नि | ध | प | म | ० | रि | स | स रि | सं |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १०१. तिलककामोद | स | रि | ० | म | प | ० | नि | सं | प | पं |
| | सं | निँ | ध | प | म | ग | ० | स | स | सनि |
| १०२. गौडसारंग | स | ० | ग | मं | प | ० | नि | सं | ग | नि |
| | सं | नि | ध | प | म | ० | रि | स | नि | स |
| १०३. धानी (२) | स | ० | गँ | म | प | ० | निँ | सं | गँ | गँ |
| | सं | नि | ० | प | म | गँ | रि | स | निँ | |
| १०४. तिलंग (२) | स | ० | ग | म | प | ० | नि | सं | ग | ग |
| | सं | निँ | ० | प | म | ग | रि | स | नि | |
| १०५. सोरठ (२) | स | रि | ० | म | प | ० | नि | सं | रि | रिं |
| | सं | निँ | ध | प | म | ० | रि | स | प | स |
| १०६. बिलावल(२) | स | रि | ग | ० | प | ध | ० | सं | प | ग |
| | सं | निँ | ध | प | म | ० | रि | स | सं | सं |

## १०. ( क ) षाडव औडव.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १०७. अडाना कानडा | स | रि | गँ | म | प | ० | निँ | सं | सं | सं |
| | सं | नि | ० | प | म | ० | रि | स | मप | स |
| १०८. शहाना कानडा. | स | रि | गँ | म | प | ध | ० | सं | प | स |
| | सं | निँ | ० | प | म | ० | रि | स | सं | सं |
| १०९. सूरमल्लार | स | रि | ० | म | प | ध | निँ | सं | संरिं | स |
| | सं | निँ | ० | प | म | ० | रि | स | म प | |
| ११०. बहार (३) | स | रि | गँ | म | ० | ध | नि | सं | निँ | सं |
| | सं | निँ | ० | प | म | ० | रि | स | म | |
| १११. मेघमल्लार | स | रि | ० | म | प | ध | नि | सं | सं | सं |
| | सं | निँ | ० | प | म | ० | रि | स | पम | संरि |
| ११२. सुघराई कानडा | स | रि | गँ | म | प | ० | निँ | सं | निँ | स |
| | सं | निँ | ० | प | म | ० | रि | स | गँ | गँ |

## ११. (ड) षाडव षाडव.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ११३. कामोद | स | रि | ग | म | प | ध | ० | स॑ | प | ग |
| | स॑ | नि | ध | प | म | ० | रि | स | स॑–रि | प |
| ११४. छाया नट | स | रि | ग | म | प | ध | ० | स॑ | प | म |
| | स॑ | निँ | ध | प | म | ० | रि | स | रि | स |
| ११५. ज जयवंती | स | रि | ग | म | ० | ध | नि | स॑ | रि | रि |
| | स॑ | निँ | ध | प | म | गँ | ० | स | ध | |
| ११६. हमीर | स | रि | ग | म | ० | ध | नि | स॑ | ध | स॑ |
| | स॑ | नि | ध | प | म | रि | ० | स | रि | ध |
| ११७. चांदनी केदार | स | रि | ० | म॑ | प | ध | नि | स॑ | | |
| | स॑ | नि | ध | प | म | ० | रि | स | | |
| ११८. मालवी | स | रिँ | ग | म॑ | प | धँ | ० | स॑ | प | स |
| | स॑ | नि | ० | प | म॑ | ग | रिँ | स | स | |
| ११९. शाम | स | रि | ग | म॑ | प | ० | नि | स॑ | स | म |
| | स॑ | नि | ध | प | म | ० | रि | स | म | स |
| १२०. बरवा | स | रि | ० | म | प | ध | नि | स॑ | रि | रि |
| | स॑ | निँ | ० | प | म | गँ | रि | स | प | स |

---

સૂચના—આ કોષ્ટકમાં આપેલા દરેક રાગના આરોહ, અવરોહ, અંશ વાદી સંવાદી, ગ્રહ ન્યાસના સંબંધમાં જે સર્વસામાન્ય સ્વરો પ્રયોગમાં વપરાય છે તે આપ્યા છે. તેમાં દેશ, મત અને અમુક દૃષ્ટિ પરત્વે મતભેદ હોય એ સ્વાભાવિક છે. તોપણ શરૂઆતમાં તો વિદ્યાર્થીને કોઈપણ અમુક નિશ્ચિત સ્વરૂપ બતાવવાની જરૂર છે. અને એ સ્વરૂપ પ્રમાણે અભ્યાસ કરી વિદ્યાર્થી તૈયાર થાય ત્યાર બાદ જેજે મતભેદો પ્રચલિત હોય તે તે પ્રમાણે રાગસ્વરૂપ કેવું બંધાય છે તે વિષે તેણે સ્વતંત્ર રીતે અનુભવ કરી જ્ઞાન પ્રાપ્ત કરી લેવું જોઈએ.

રાગોનાં પૃથક્કરણ કરતી વખતે ઘણી બાબતોની સંભાળ રાખવી પડે છે. એક એક રાગની લગભગ ત્રણ ત્રણ ચાર ચાર અસલી ઉસ્તાદી ચીજો (ગીતિઓ) મળી આવે તો તેની સ્વરની બાંધણી ઉપર વિચાર કરી તેના સ્વરસમૂહોનું પૃથક્કરણ કરવામાં આવે છે. તે પૃથક્કરણ કર્યા પછી સર્વસામાન્ય સ્વરસમૂહો ક્યા ક્યા મળી આવે છે, અને તે ઇતર રાગોથી કેવી રીતે ભિન્ન પડી શકે છે તે વ્યાવર્ત્તક અંશ ઉપર ધ્યાન આપવું પડે છે. એમ કરવાજતાં રાગની આરોહ અવરોહની જે સ્વરમાલાઓ ચોક્કસ બંધાય, અને તેમાં જો વાદી સંવાદીનો કોઈ પણ ચોક્કસ નિયમ જળવાતો હોય તોજ તે સ્વરમાલાને રાગના સ્વરૂપ દર્શક તરીકે કાયમ કરી શકાય છે. આરોહી અને અવરોહી સ્વરમાલા એજ રીતે નિશ્ચિત કરવામાં આવે છે. એ રીતે કસોટી કરવાજતાં, દરેક ચીજમાં જો ક્યાંક દોષ રહી ગએલો હોય તો તે ઉપર પ્રમાણે પૃથક્કરણ કરતાં મળી આવેલા સર્વ-સામાન્ય સ્વરસમૂહો ઉપરથી સુધારી શકાય છે. વળી એ પ્રકારથી ઉત્પન્ન થતા આખા રાગસ્વરૂપમાં કયો સ્વર પ્રધાન પણે ઉપર તરી આવતો માલુમ પડે છે તે જોવામાંથીજ એ સ્વરને **અંશ** તરીકે સ્થાપી શકાય છે. એ અંશને જ **વાદી** ગણી લઈ તેની સાથેના સમ અને સપ ભાવ એ બંને પ્રકારના સંવાદી સ્વરો પૈકી કયો સ્વર અંશની સાથે ભળતો રહે છે તે તપાસવામાંથી **સંવાદી** સ્વર જડી આવે છે. રાગનાં ગીતો અને આલા-પની શરૂઆત જે સ્વરથી થતી હોય તે **ગ્રહ** અને રાગની સમાપ્તિ જે સ્વર ઉપર થઈ જતી હોય તે સ્વર **ન્યાસ** તરીકે જડી આવે છે. આમ આરોહ અરોહ, વાદી સંવાદી, ગ્રહ અને ન્યાસનું સ્વરૂપ બાંધવાજતાં દરેક પૃથક્કરણ કારોમાં પરસ્પર મતભેદ પડે એ સ્વાભાવિક છે. અને સમગ્ર હિંદુસ્થાનમાં સંગીતના જે અનેક સંપ્રદાયો (બાનીઓ) પડી ગએલા છે તે તરફ જોતાં એવા મત ભેદો પડવાનાજ. મતભેદ દૃષ્ટિભેદથીજ પડી શકે છે. એકની નજરમાં અમુક નિયમ આવ્યો, તો બીજાની નજરમાં બીજો નિયમ જણાયો. એજ હેતુથી અનેક પૃથક્કરણકારોથી અમારો મત પૃથક્ બતાવવાની ખાતર અમે અમારા મતને **ગણેશ મત** એવું નામ આપ્યું છે. અને તે મત સારા સારા તજ્ઞ, અનુભવી, નાદશાસ્ત્રના વિદ્વાન ગુણીઓ-(ગાયકો)ના મતને મળતો આવતો હોવાથી તેને **ગુણીજનમત** કહે-વામાં આવે તો તે અયોગ્ય નથીજ. એટલે કે ગુણીજનોનો જે શાસ્ત્રીય મત તેજ ગણેશમત; અર્થાત્ એવાજ મતને, ઇતર અનેક મતો કરતાં પ્રમુખત્વ (ઇશિત્વ, ગણેશત્વ) મળી શકે એ સ્પષ્ટ છે.

શિક્ષણ આપવા માટે શરૂઆતથીજ પસંદ કરવામાં આવતા રાગો (નહિં કે રાહો) ઘણાજ સહેલા, વ્યવહારૂ, પ્રસિદ્ધ અને સરલ-નિર્વિવાદ સ્વરરચનાવાળા હોવા જોઇએ. તેના આરોહી અવરોહી સ્વરો, અંશ ગ્રહ ન્યાસ સ્વરો, મતભેદ વિનાના હોવા જોઇએ. જેમકે, ભૂપ, માલકૌંસ, સારંગ, હિંદોલ, ધાની, પુરિયા, મારવા, ભૈરવી, કલ્યાણ, કાફી, ઝીંઝોટી, શંકરાભરણ વગેરે રાગોના સંબંધમાં મતભેદ જોવામાં આવશે નહીંજ; પરંતુ બીલાવલ, ગોડમલાર, બહાર, વસંત, ભૈરવ, પરજ, દરબારી, મીયાંકી મલાર, ગોડ સારંગ, અડાના, શહાના, કામોદ, જયજયવંતી વગેરે જેવા વ્યવહાર પ્રસિદ્ધ રાગોના સ્વરો, ચાલુ વ્યવહારમાં ગાયક લોકો જે રીતે ગાય છે તેજ પ્રમાણે પૃથક્કરણ કરી, તેમનું સ્વરૂપ વ્યવસ્થિત કરવામાં સારા સારા પંડિતો પણ ગુંચવાઈ જાય છે. એ રાગોનું પૃથક્કરણ જોઇએ તેવું કોઈએ પણ કર્યું નથી. આ દેશમાં આ વિષયના શાસ્ત્રજ્ઞો ઘણાજ થોડા છે. પરંતુ જેઓ થોડાક છે અને જેમણે એ બધા રાગોનાં સ્વરૂપ સમજાવેલાં છે તેમણે અનેક દોષો કર્યા છે. કેટલાક પંડિતોએ તો પોતાના દોષો ઉઘાડા પડી ચોખ્ખે ચોખ્ખા જણાઈ આવે નહીં તે વિષેની સંભાળ રાખવા ગોળ ગોળ વર્ણનો કરી, લાંબા લાંબા શાસ્ત્રાધારો આપવાનો ડૉળ કર્યો છે; પરંતુ ખરા ચિકિત્સકો તો તેમના પોકળ પાંડિત્ય વિષે તુરતજ સમજી જાય છે. ઘણી વખતે એવા પંડિતંમન્યો મુસલમાન નિરક્ષર ગવૈયાઓના, ગાનક્રિયા કૌશલ્યથી અંજાઇ જઈ, એ ગવૈયાઓ સ્વરનું અને રાગનું જે સ્વરૂપ બતાવે તે, "એ રૂપ પણ કામનું છે," "એમ માનવું એ ખોટું નથી," "તે એક મતભેદ તરીકે ગણી શકાશે" વગેરે કારણો આપી સ્વીકારી લેછે; પરંતુ એ ખાં સાહેબે કહેલું રૂપ કેટલે અંશે શાસ્ત્રસિધ્ધ છે તે વિષે તોલ કરવાનો કાંટો તો એવા પંડિતંમન્યો ખોઇજ બેઠા હોય છે. તેમને એ વિદ્યા સિધ્ધ છે કે નહીં એ વિષેનું તેમણું આત્મબળ આવે પ્રસંગે જ જણાઈ આવે છે. એકજ રાગનાં મતભેદથી વધારે રૂપો હોઇ શકે એ ખરૂં છે, પરંતુ મતભેદ હોવો અને મૂળનું અમુક સિધ્ધરૂપ મુકરર હોવું એ બેમાં તફાવત છે. આપણે તો વિદ્યાર્થીને તેમજ શાસ્ત્રના સિધ્ધાંત તરીકે પ્રારંભમાં તો સિધ્ધ રૂપજ આપવું ઘટે છે. તે રૂપનું અભિજ્ઞાન થયા પછીથીજ મતભેદોનું પ્રદર્શન કરાવવું એ યોગ્ય છે. પરંતુ એ મતભેદવાળું મળી આવેલું રૂપ, મૂળ નિયમનું બાધક છે કે સાધક છે તેનું પણ તોલન કરવું પડે છે. એ તોલન કરવાની કસોટી ખોવાઇ ગએલી હોય છે તો પછી પરિણામ એ આવે છે કે, તેઓ પોતે તો ઊંડી અંધારી ખીણમાં પડે છે, અને તેમના ઉપર ભરોંસો રાખનાર આખો જનસમાજ પણ વગર સમજે તેમના મતના અભિમાની બની તેમની પાછળ આંખો મીચી ઝીપલાવે છે. શાસ્ત્રીય નિયમોના બલથી ખાં સાહેબોને પણ નમાવી તેમણે બતાવેલુ રાગનું સ્વરૂપ સુધારીને તેમની ભૂલ તેમની પાસે કબુલ કરાવવી આપવા જેટલું આત્મબલ તેમનામાં હોતું નથી, એથીજ એવા પારણામો આવે છે. માટે એવા પંડિતોના વિદગ્ધ કે સંદિગ્ધ લેખોથી અને તેમની કહેવાતી શાસ્ત્રીય ઉપપત્તિથી શિક્ષકોએ તેમજ વિદ્યાર્થીઓએ બહુ સાવચેત રહેવું ઘટે છે.

## ૧૭. દિવસ અને રાત્રિના કયા ભાગમાં કયા રાગ ગવાય છે તેની સમયાનુસાર રાગોની વર્ગવારી.

# राग गान समय.

| समय अने प्रयोगमां वपराता स्वर. | | | दिन गेय राग. દિવસના ભાગમાં ગવાતા રાગ. |
|---|---|---|---|
| प्रहर | कलाक | स्वर प्राधान्य | |
| उषःकाल. सूर्योदय पूर्व | ५ १। ६ | रिॅ (धॅ) | ( १ ) रामगरि, प्रभात, बीभास, [illegible]. |
| | ६ थी ७ | रिॅ धॅ | ( २ ) रामकली, भैरव ( सर्वप्रकार सहित ) गुनकली. |
| १ प्रहर. प्रातःकाल. स्हवार. | ७ थी ८ | रिॅ गॅ धॅ निॅ | ( ३ ) भैरवी ( सर्वप्रकार सहित ) जिलफ, भूपाली भैरवी ( भूपाल ). आसावरी. |
| | ८ थी ९ | गॅ धॅ म निॅ | ( ४ ) सिंधभैरवी, जोनपुरी, देवगांधार, खट, जोगी आसावरी. |
| | ९ थी १० | गॅ धॅ मॅ नि | (५) तोडी(सर्वप्रकार सहित)षाडव तोडी, जोनपुरी. गांधारी. लक्ष्मी. मीयांकी तोडी. |
| | १०थी११ | म निॅ | (६) बीलावल (सर्वप्रकार सहित) अलैबाबीलावल, देवगिरि बीलावल. शुक्र बीलावल. देसकार. |
| २ प्रहर. मध्यान्ह. काळ. भपोर. | ११थी१२ | म नि (२) | ( ७ ) देस, सोरठ, गौड सारंग, शुद्ध सारंग. |
| | १२ थी १ | ,, | ( ८ ) सारंग (मीयांका). मधुमाध, सामंत सारंग. लंकदहन, बडहंस, बींदराबनी वगैरे सर्व सारंग. |
| ३ प्रहर. अपराह्न. नमतो पोहोर. | १ थी २ | ,, | ( ९ ) मल्हार ( मीयांका ). मेघ, सूर, नट, रामदासी, गौड वगैरे सर्व मल्हार. जलधर. |
| | | गॅ ॅनि | ( १० ) धानी. सुहा. सुघराई. काफी, काफीधनाश्री, पटमंजरी. जयजयवंती. |
| | २ थी ३ | गॅ धॅ म ॅनि | ( ११ ) बरवा, पीलु, पीलु धनाश्री, भीमपलासी. |
| | | रिॅ गॅ धॅ मॅ नि | ( १२ ) मुलतानी. पटदीपकी. |
| ४ प्रहर | ३ थी ४ | रिॅ धॅ मॅ ग | ( १३ ) पूर्वी, पूर्वा, श्री, चैती, टंक, जेतश्री, मालवी. |

| | | | |
|---|---|---|---|
| | ४ थी ५ | रीॅ ध मॅ नि | ( १४ ) दिनकी पुरिया. मारवा. त्रिवेणी. |
| संध्याकाल | ५ थी ६ | रिॅ धॅ | ( १५ ) गौरी, ललतागौरी, मालीगौरा, जैत,. |
| | ६ थी ७ | मॅ नि | ( १६ ) मालश्री, शामकल्याण, दीपक. |

## रात्रि गेय राग.

### રાત્રિના ભાગમાં ગવાતા રાગ.

| | | | |
|---|---|---|---|
| १ प्रहर. | ७ थी ८ | म नि (२) | ( १ ) कल्याण, यमन, हेम, खेम, भूपकल्याण (शुद्धकल्याण) वगेरे सर्व कल्याण. |
| | ८ थी ९ | | ( २ ) भूपाली, भूप, पहाडी. |
| २ प्रहर. पूर्व रात्रि. | ९ थी १० | म नि (२) (२) | ( ३ ) केदार, जलधर, मलोहा, नटकेदार वगेरे सर्व प्रकारना केदार. |
| | १०थी११ | ,, | ( ४ ) कामोद, श्याम, जलधरश्याम, नट. नटनारायण, छायानट, हमीरनट, हमीर. |
| | ११थी१२ | ,, | ( ५ ) तिलककामोद, बिहाग, बिहागडा, शंकरा. ( ६ ) झिंझाटी, जंगला, खमाच, तिलंग, दुर्गा. |
| ३ प्रहर. मध्यरात्रि | १२ थी १ | गॅ निॅ | ( ७ ) काफी, दरबारी; अडाना, शहाना, नायकी, सिंधुरा, धानी, सुघराई वगेरे सर्व कानडा. जयजयवंती, पटमंजरी ( २ ) |
| | | ग नि (२) (२) | |
| | १ थी २ | गॅ निॅ म नि | ( ८ ) बहार, अडानाबहार, वसंतबहार, वगेरे सर्व प्रकारना बहार. |
| | २ थी ३ | गॅ निॅ | ( ९ ) बाघेसरी कानडा, कौशिक कानडा. |
| | | गॅ धॅ म निॅ | ( १० ) मालकौंस, चंद्रकौंस. |
| ४ प्रहर. उत्तर रात्रि. | | मॅ नि | ( ११ ) हिंदोल, पंचम. |
| | ३ थी ४ | रिॅ धॅ म नि (२) | ( १२ ) पुरियारेनकी, बसंत, परज. ललत. |
| | ४ थी ५ | ,, | ( १३ ) सोहनी, परज, सोहनीपरज. परज-कलिंग. कालंगडा. |

ઉપર બતાવેલા રાગોમાંથી શંકરાભરણ, ઝીંઝોટી, પીલુ, જંગલા, કાફી, જીલ્લો, સિંધી કાફી, માઢ, પહાડી વગેરે રાગોને માટે સમયનો નિયમ નથી. એ બધા રાગો ગમે ત્યારે ગાઇ શકાય એમ માનવામાં

આવેલું છે. તો પણ ઉપરના કોષ્ટકોમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે તો અમુક રાગ અમુકજ વખતે ગાઈ શકાય એવો નિયમ છે. જેમકે સ્હવારના ભૈરવ,ભૈરવી,આસાવરી વગેરે રાગો સાંજે ન જ ગાઈ શકાય; તેમજ સાંજના રાગો સ્હવારે કે બપોરે કે ઉત્તર રાત્રિએ ન જ ગાઈ શકાય એવો ચોકકસ નિયમ છે. આ કોષ્ટકમાં દરેક સમયમાં કયા કયા રાગ ગાઇ શકાય છે તે આપેલું છે; પરંતુ એમાં જણાવ્યા પ્રમાણે અમુક કલાકની અંદર ગવાતા રાગ અમુકજ મિનિટ કે સેકંદમાંજ ગવાય ને તેની આગળના કે પાછળના કલાકમાં ન જ ગવાય તેમ કંઇ નથી; તેમ પણ થઇ શકે પરંતુ એ અંતર એકાદ કલાકથી વિશેષ ન હોવું જોઇએ એતો ચોક્કસજ સમજવું. આ સંબંધમાં વિશેષ વિચાર અમારી ગાયનવાદન પાઠમાળામાં છેજ એટલે અત્ર વિશેષ વિસ્તાર કરવાની આવશ્યકતા અમે ધારતા નથી.

આમ છે તોપણ શિક્ષણ આપતી અને લેતી વખતે, રંગભૂમિ ઉપર, રાજા અથવા ફરમાયશ કરનારની આજ્ઞા થાય ત્યારે, વાદવિવાદમાં, અને મનની મોજ કે ઊર્મી થઇ આવે ત્યારે ગમેતે સમયે ગમેતે રાગ ગાવાને માટે કશી હરકત નથી. તોપણ સાધારણ વ્યવહારમાં તેમજ બીજલસોના કાયદાઓ પ્રમાણે સામાન્યતઃ ગાયન વાદન થતું હોય ત્યારે તો એ નિયમ અવશ્ય પાળવામાં આવે છે.

## ૧૮. વાદન કલાના શિક્ષણને માટે સૂચના.

ગાયનની સાથે વાદન એ પણ એક પ્રધાન વિષય છે. કેટલાકને કંઠસ્વરની કુદરતી બક્ષીસ નથી હોતી તેમણે એકાદ વાજીંત્ર પસંદ કરી તે વગાડવાનો અભ્યાસ કરવો. શરૂઆતમાં હારમોનિયમ, અને પછીથી દિલરૂબા કે સિતાર શીખવાં એ સારૂં છે. તાલના વાદન માટે તબલાં શીખવાં એ ઘણું ઉપયોગનું છે. વાદનકલા શીખનારને પણ અહિં સુધી બતાવેલી પધ્ધતિ અતિશય કીમતી થઇ પડશે. એને માટે પણ **ગાયનવાદન પાઠમાલા** ( પૃષ્ઠ ૧૯૧ થી ૨૩૫ ભાગ ૨. પાઠ ૧૮ મા ) માં વિસ્તારથી સમજુતી આપી છે તેનો ઉપયોગ વિદ્યાર્થીઓએ કરવો. તેમજ સંગીતના કળાવિધાનના શિક્ષણને માટે એ જ પાઠમાલાના ૨૨ અને ૨૩ એ બે પાઠોનું મનન સારી રીતે કરવું ( જુઓ પૃષ્ઠ ૨૮૪ થી ૩૦૪ સુધી ).

ગાયન વાદનનાં શાસ્ત્ર અને કલાના શિક્ષણને માટે ગુજરાતી ભાષામાં તેમ અન્ય ભાષામાં અમે બનાવેલ **ગાયન વાદન પાઠમાલા** એ એકજ સારામાં સારૂં પુસ્તક છે. માટે શિક્ષક અને વિદ્યાર્થીઓએ તેનો ખાસ ઉપયોગ કરવો.

## ૧૯. ખાસ કરીને શિક્ષક અને અભ્યાસીને કેટલીક સૂચના.

આપણા દેશમાં સંગીતની સંસ્થાઓ ઘણી છે. આજથી ૩૦–૩૫ વર્ષ પૂર્વે વડોદરામાં સ્વર્ગસ્થ **પ્રોફેસર મૌલાબક્ષે** ગાયકવાડ સરકારના આશ્રયથી ગાયન શાળાઓ સ્થાપીને સંગીતનું શિક્ષણ ચાલુ કર્યું. તે પૂર્વે આપણા ઇલાકામાં (એ સમયમાં ગણાતી) એવી સુવ્યવસ્થિત સંસ્થા સ્થપાઈ ન હોતી. ત્યાર બાદ કેટલેક વર્ષે મુંબઈ, પુના વગેરે શહેરોમાં સાધારણ સંસ્થાઓ સ્થપાઈ શિક્ષણ અપાતું. હમણાં ૧૫–૨૦ વર્ષમાં કલાઓનો પ્રસાર દેશમાં ઘણો થયો, અને પ્રજાને ગમે તેવું પણ સામાન્ય કે વિશેષ શિક્ષણ અપાતું હતું અને અપાય છે. મુંબઈ શેહેરમાં **ગાયન ઉત્તેજક મંડળ** નામે પ્રતિષ્ઠિત સંસ્થા સ્થપાતાં, અને એ સંસ્થાનું સંગીત સંબંધી તમામ કાર્ય હાઈ કોર્ટના વકીલ **રા. રા. વિષ્ણુ નારાયણ ભાતખંડે.** (બી. એ. એલ. એલ. બી.) જેવા એક વિદ્વાન ગ્રેજ્યુએટને સોંપવામાં આવ્યું ત્યારથી મુંબઈ શેહેરનાં ઘણાં કુટુંબો અને છોકરાંઓને સંગીતનું શિક્ષણ અપાતું આવ્યું છે. ત્યાર બાદ મુંબઇમાં મુખ્યત્વે કરીને **ગાંધર્વ મહાવિદ્યાલય** નામે મ્હોટી સંસ્થા ચાલૂ થઈ, અને **ગાયનવાદન વિદ્યાલય** જેવી ૨–૪ સંસ્થાઓ શરૂ થઈ. એ બધી સંસ્થાઓમાં સંગીતનું શિક્ષણ આપવાનું ધોરણ જે તે સંસ્થાના ચાલકોના અનુભવ, જ્ઞાન અને શિક્ષણ લેવા આવનાર વિદ્યાર્થીના મગજ પ્રમાણે કેવી રીતે અને શું શિખવવું તે ઉપર આધાર રાખવામાં આવેલું છે. મ્હને પોતાને એ બધી સંસ્થાઓ સાથે સારી રીતે સંવાદ છે. તેમજ ઉપરોક્ત બધી સંસ્થાઓના સંચાલકો પ્રત્યે પણ સંમાન છે; પરંતુ સંગીતના સર્વમાન્ય અને સાર્વત્રિક શિક્ષણને માટે કોઈ એક સુલભ, સામાન્ય અને નિર્વિવાદ, ચિત્તરંજક પદ્ધતિ હોય તો સારૂં એમ લાગવાથી; અને તે ઉપરાંત મ્હેં સંગીતના શિક્ષક તરીકે આજ સુધી ૨૫ વર્ષ જેટલા લાંબા વખતનો જે અનુભવ મેળવ્યો છે તેનો પણ ઉપયોગ કરી આ પદ્ધતિ નિશ્ચિત કરી છે. અને આશા છે કે, એ બધી સંસ્થાઓ પોતાનો અભ્યાસક્રમ ઉપરના નિયમે ચલાવશેજ, અને ઉપરોક્ત પદ્ધતિને અનુસરવામાંજ એ સંસ્થાઓ પ્રજાનું હિત સાચવશે, એ પણ મ્હારે જણાવવું ઇષ્ટ છે. કદાચ કોઇ અમુક સંસ્થાના ચાલકની એવી માન્યતા હોય કે, હમે જે પદ્ધતિથી શિક્ષણ આપીએ છીએ તે ઉત્તમજ છે; તો તેમનું એમ માનવું એ કેવળ ભૂલભરેલું છે; અને તેમ માનવામાં તેઓ જાહેર પ્રજાનું હિત બગાડે છે. સંગીતના સામાન્ય શિક્ષણને માટે ઉપરની બધી સંસ્થાઓએ કશો વિચાર જ કર્યો નથી એમ અમારે કહેવું પડે છે. અમારી પદ્ધતિ પ્રમાણે શિક્ષણ લેનાર વિદ્યાર્થીના સમયનો, દ્રવ્યનો અને સંગીતના મૂળ બિંદુને શોધવા જતાં જે લાંબો રસ્તો કાપવો પડે છે તેનો પણ બચાવ થાય

છે; કે જે ઉપરની તમામ સંસ્થાઓ, આ પદ્ધતિથી અન્ય રીતે શિક્ષણ આપતી હશે તો, અથવા તેમાં થોડી પણ દરગુજર કરતી હશે તો (વિદ્યાર્થીના) સમયાદિનો બચાવ કદિ પણ થશે નહીં.

તોપણ સંગીતના શોખીનોને આ લેખના વાંચનારને, અને આ લેખ પ્રમાણે શિક્ષણ આપનાર લેનાર શિક્ષક અને વિદ્યાર્થીને તો એટલી સૂચના આપવી અમને યોગ્યજ લાગે છે કે, ઉપરની તમામ સંસ્થાઓમાં ચાલતી સંગીત વિષયક ચોપડીઓ જોઇ, તેમની પદ્ધતિ અને પરિભાષા સમજી લઈ, તેમના દોષો રહી ગએલા જોવામાં આવે તો તે સુધારી તેનો યોગ્ય ઉપયોગ કરીલેવો એ સારૂં છે. વડોદરા સંગીત શાળા, ગાયન ઉત્તેજક મંડળીના વર્ગો, ગાંધર્વ મહાવિદ્યાલય, ગાયનવાદન વિદ્યાલય ઈત્યાદિ સંસ્થાનાં પુસ્તકોમાં રાગ રાગણીઓનાં જે ગાયનો આપેલાં હોય, અને તે આપવામાં તેમણે જે સંગીતલેખનનો ઉપયોગ કરેલો હોય તે સમજી લઇ; તેમજ એમાંનાં શાસ્ત્રીય ગાયનોમાં આરોહ અવરોહના નિયમે જે દોષો સ્પષ્ટ જણાઈ આવતા હોય તે સુધારી, તેનો ઉપયોગ કરી લેવાથી ઘણા લાભો છે.

અહિં સુધી સૂચવેલી પદ્ધતિનો ટુંકામાં સાર એટલોજ છે કે, વિદ્યાર્થીના કાન કેળવવા એ પ્રથમ વિચારવાનું છે; તે કેળવાયા પછીથીજ શાસ્ત્રીય પાઠો આપવાના છે. ચાલુ વ્યવહારમાં આખા જનસમાજમાં જે ગાયનો સઘળે ગવાતાં હોય અને જે વિદ્યાર્થીઓ પણ ઝટ લઈ શકે તેવાં હોય, એવાં ૪૦–૫૦ ગાયનો ગાતાં (વગાડતાં પણ) થઈ શકે એ પ્રથમ કરવાનું છે. બેસુર, બેરાગ, બેતાલ તરફ તદ્દન શરૂઆતમાં ધ્યાન આપવાની કશી જરૂર નથી. કાન જેમ જેમ કેળવાતા જશે તેમ તેમ એ બધું પોતાની મેળે સહજ પ્રયત્નથી બંધ બેસતું જશે. વ્યાકરણ શીખવાડયા પહેલાં ગાંડી ઘેલી ભાષા બોલતાં આવડે (કેમકે તે વધારે વ્યવહારૂ છે તેથી) એ પ્રથમ કરવાનું છે. જે ઉદ્દેશ વાળો પાઠ આપવો હોય તેજ ઉદ્દેશ જેમાં આવી જતો હોય તેવું ગાયન પ્રથમ આપવું અને પછીથી તે ઉદ્દેશ વાળો પાઠ શીખવવો, અને પછી પ્રથમ ચલાવેલા ગાયનમાં એ પાઠનો ઉદ્દેશ કેવી રીતે વ્યાપી રહેલો છે તેનું ભાન વિદ્યાર્થીને કરાવતા રહેવું. કોઈ પણ રીતે કાન કેળવાયા વિના વિદ્યાર્થીની પાછળ સરગમ અને કઠણ શાસ્ત્રીય ગીતોનાં લફરાં વળગાડી તેમની આગળ મુશ્કેલીના ડુંગરો ઊભા કરવા તે તો ઘણુંજ અયોગ્ય છે. માટે સંગીતનું શિક્ષણ તે આનંદના ભક્ષણ રૂપ ન થઇ પડે તે તરફ શિક્ષકે ઘણુંજ ધ્યાન આપવાનું છે. અને આખી જીંદગી સુધી વ્યવહારૂ તેમજ ઉપયોગી થઇ પડે એજ શીખવવાનું છે. આખા સંગીત શિક્ષણનું મૂલ દૃષ્ટિબિન્દુ અને રહસ્ય પણ એજ છે.

## ૨૦. સંગીતના શિક્ષણુ યોગ્ય વિષયો કેટલા અને તે સંબંધમાં પરીક્ષકોને સૂચના.

સંગીતના શિક્ષણુમાં એકંદર કેટલા વિષયો આવે છે તે નીચે આપીએ છીએ. પરીક્ષકે એ દરેક વિષયની પરીક્ષા લઈ પૃથક્ પૃથક્ માર્ક (નંબર) મુકવા.

**૧. સ્વર વિજ્ઞાન**—સ્વર વિષે શાસ્ત્રીય માહિતી. (જુઓ ક. ૧,૨,૩).

**૨. સ્વરાભ્યાસ**—સ્વરોનાં મનોયત્નો માટે ક્રમલ ૪ માં આપેલા ૧૫ અભ્યાસ પાઠો, તેમ જ કલમ ૫ માં આપેલા ૧૬ થી ૨૯ સુધીના અભ્યાસ પાઠો ગાતાં યા વગાડતાં આવડવા.

**૩. કાલ તાલ વિજ્ઞાન**—કાળ, માત્રા વગેરે સંબંધે માહિતી. પૃષ્ઠ ૭૭ અને પરિશિષ્ટ ૧ માં આપેલી માહિતી.

**૪. તાલાભ્યાસ**—૧૦ પ્રકારના એકતાલા અને મુખ્ય ૧૨ તાલોના અભ્યાસ માટે ૨૦ થી ૧૦૮ સુધીના અભ્યાસ પાઠો ગાતાં યા વગાડતાં આવડે.

**૫. સંગીત લેખન**—નોટેશન વિષે પૂર્વે સૂચવ્યા પ્રમાણે ૧ થી તે ૨૫ પ્રકારનાં ચિન્હો અને તેનો ઉપયોગ કરતાં આવડવો.

**૬. સામાન્ય ગાયન**—દેશજ ગીતો, સાક્ષર ગીતો, છંદ-વૃત્તો, નાટકની સારી સારી રાહો, અને થોડાંક શાસ્ત્રીય ગાયનોની રાહો ગાતાં આવડે. વિદ્યાર્થી ગાય તે વખતે તેના ગળામાંથી નીકળતા **સ્વરો** સુરીલા છેકે નહીં, **તાલ** બરાબર છે કે કેમ અને **રાહ** (રાગ) બરાબર છે કે નહીં તે તરફ ખાસ લક્ષ આપી એ ત્રણુ પેટા વિષયોના જુદા જુદા માર્ક આપવા.

**૭. વાદન કલા**—શરૂઆતમાં **હારમોનિયમ**, પછી **દિલરૂબા** અને **સિતાર**, ત્યાર બાદ **ફિડલ** એ ક્રમે વાદ્યો વગાડતાં શીખવવાં જોઇએ. તબલાનું વાદન જેની તેની ખુશી ઉપર રાખવું જોઇએ; પણુ તે જેને આવડે તેને ખાસ વધારે માર્ક આપવા જોઇએ એ ધ્યાનમાં રાખ-વાની જરૂર છે.

**૮. સ્વર વાચન અને સ્વર પરીક્ષણુ**—લખેલા સ્વરો વાંચવા, પરંતુ તે, જે તે સ્વર યુક્ત ગળામાંથી નીકળવા જોઇએ; અને શિક્ષકે અથવા પરીક્ષકે કંઠમાંથી જે જુદા જુદા સ્વરના આકાર કાઢયા હોય તેની સરગમ કહેવી જોઈએ. (જુઓ પાછળ કલમ ૯).

**૯. રાગોપપત્તિ**—રાગવિદ્યાનાં મૂળતત્ત્વોની સામાન્ય માહિતી અને તે સંબંધી ઉપપત્તિ (થીઅરી). કલમ ૧૧ થી ૧૭ વિષે પૂર્વે પૃષ્ટ ૨૯ થી ૫૨ સુધી આપેલી કેવળ શાબ્દિક માહિતી.

**૧૦. રાગ વિજ્ઞાન**—વિદ્યાર્થીને જેટલા રાગ શીખવાડ્યા હોય તેટલા રાગોની સરગમ, થોડીક આલાપ અને આરોહ અવરોહમાં વર્જ્યાવર્જ્ય સ્વરોની સંભાળ, તેમ અંશ સ્વર ઉપરનું ધ્યાન બરાબર રહે છે કે નહીં તે વિષે ખ્યાલ રાખી રાગનું ગાન કરતાં આવડવું. આ વિષય શિક્ષકની યોગ્યતા, તેની કુશલતા અને પ્રતિભા ઉપર ઘણો આધાર રાખે છે. આખા સંગીતમાં આજ વિષય મુખ્ય કે કેન્દ્રરૂપ છે. ઘણું તો નહીં પણ વ્યવહારમાંના ૩૦–૪૦ રાગોનું ગાન કરતાં આવડે તો તે ઉત્તમ છે.

**૧૧. શાસ્ત્રીય ગીત**—રાગદારીનાં શાસ્ત્રીય ગીતોનું **સ્વર, તાલ, લય, રાગ** અને **સુકંઠ** એ પાંચ બાબતો ઉપર ધ્યાન રાખી ગાયન કરત આવડવું. અને પરીક્ષકે એ પાંચ બાબતોના જુદા જુદા માર્ક આપવા.

**૧૨. સાહિત્ય વિજ્ઞાન**—ગાયનો અર્થ સાથે સમજવાં, અને કાવ્ય ( ગીત ) ના અર્થ ઉપર ખાસ લક્ષ આપી તેનો ભાવ શો છે તેની સમજણ. આ વિષય ઊંચા ધોરણને માટે ખાસ લક્ષમાં રાખવા શિક્ષકે કાળજી રાખવી જોઇએ. પ્રાચીન સમયના મુખ્ય કવિઓ કયા કયા થઈ ગયા તેમજ વર્તમાન સમયમાં દેશમાં શિષ્ટ કવિઓ કોણ કોણ છે, અને તેમનાં કાવ્યો કયાં કયાં છે તેની સામાન્ય માહિતી વિદ્યાર્થીને છે કે નહીં તે પરીક્ષકે તપાસી વિદ્યાર્થીના **વય, શિક્ષણ** અને **બુદ્ધિ** એ ત્રણ ઉપર ખાસ ધ્યાન રાખી માર્ક આપવા.

**૧૩. પદ્યરચના**—છંદ કે વૃત્તો અને ગીતોનાં શબ્દ રૂપ શરીરોની બાંધણી, તેમાં આવતી **માત્રા;** લઘુ, ગુરૂ **વર્ણ**, તેના પોતાના સ્વાભાવિક **તાલ** એ ત્રણનું બંધારણ કેવું છે તેની માહિતી. ( જુઓ છંદ લહરી અને ગાયનવાદન પાઠમાળાનું પિંગલગણિતનું પ્રકરણ ).

**૧૪. ગાનલેખન અને વાચન**—કોઈ ગાયન ગાય, અથવા વાદ્યમાં કંઈક વગાડે તો તેનું તુરત **નોટેશન** ( સંગીત લેખન ) લખતાં કે **કરતાં આવડવું** અને **નોટેશનથી** લખેલું ગાયન **વાંચવું** એ બે બાબતો ઘણીજ કઠિન છે, માટે એ વિષેની વિદ્યાર્થીની શક્તિ, શિક્ષકે કેટલે અંશે કેળવી છે તેનું તોલન કરી, પરીક્ષકે ઇતર વિષયોના કરતાં આ વિષયના ખાસ વધારે માર્ક આપી, એ શક્તિ જો વિશેષ ખીલેલી હોય તો વિદ્યાર્થીને બને ત્યાં સુધી પાસ કરવાનું ખાસ વલણ પરીક્ષકે રાખવું જોઇએ.

**૧૫. સંગીત સંબંધી સામાન્ય વિચાર**—સંગીતના સર્વાંગોની વિશેષ માહિતી. અનેક ગ્રંથો ઉપરથી દરેક વિષયની વિશેષ માહિતી શિક્ષકે આપેલી હોય અથવા વિદ્યાર્થીએ મેળવેલી હોય તો તે પણ પરીક્ષકે જોવાનું છે અને એ સંબંધમાં વિદ્યાર્થીનું બહુશ્રુતપણું કેટલું છે તે ઉપર ખાસ ધ્યાન આપી તે વિષેના જુદા માર્ક આપવાની જરૂરીઆત વિચારવાજેવી છે.

આ દરેક વિષયોની સરલ, વિસ્તૃત અને શાસ્ત્રીય માહિતી **ગાયન-વાદન પાઠમાલામાં** આપવામાં આવી છે તે તરફ **વિદ્યાર્થી, શિક્ષક અને પરીક્ષક** એ ત્રણેએ ખાસ ધ્યાન આપવું.

## ૨૧. શિક્ષણ સંસ્થાના માલેકો, ચાલકો અને વ્યવસ્થાપકોને એક ઇશારા રૂપે સલાહ.

સરકારી અને ખાનગી શિક્ષણસંસ્થાઓના અધિકારીઓ, તેમજ માલેકો અથવા ચાલકોને એક ઉપયોગી ઇશારો કરવાની અમે જરુર ધારીએછીએ તે એ કે, પોતાની સંસ્થામાં સંગીતનું શિક્ષણ દાખલ કરતી વખતે, સંગીત શિક્ષકની યોગ્યતા, કુશલતા, અને તેણે મેળવેલું જ્ઞાન એ ત્રણ બાબતોની ખાસ તપાસ કરી લાયક શિક્ષકને હાથેજ શિક્ષણનું કામ લેવું એ સારૂં છે. આ શેહેર ( મુંબઇ ) માં સ્ત્રી પુરુષોની શાળાઓમાં સંગીતના સ્ત્રી તેમજ પુરુષ શિક્ષકો ઘણા છે, પરંતુ તેમાંના કેટલાક શિક્ષકોની યોગ્યતા સંગીતમાં લગાર પણ નહીં હોવા છતાં, તેઓ સંગીતનું શિક્ષણ આંખો મીંચી આપતાજ જાય છે. તેઓની યોગ્યતા તેમને જે થોડાંક નાટકનાં ગાયનો હારમોનિયમ ઉપર ગાતાં યા વગાડતાં આવડતાં હોય તે ઉપરજ રહેલી હોય છે. શાળાના ઉપરીઓ સંગીતના વિષયમાં અજ્ઞાન હોય એટલે તેઓ બીચારા સારું માની લઇ ચલાવે જાય છે. કેટલાક શિક્ષકો તો એવા પણ જોવામાં આવ્યા છે કે, રાગ એ શી વસ્તુ છે તેનું જ્ઞાન તો સ્વપ્ને પણ હોતું નથી; ને તાલ તો તેમનો ઇશ્વરજ જાણે ! ! એટલુંજ નહીં પણ સ્વર સંબંધીયે જ્ઞાન ઘણુંજ કાચું હોય છે. એવા અયોગ્ય શિક્ષકોને હાથે સંગીતની તાલીમ અપાવવી તેના કરતાં તો સંગીત દાખલજ નહીં કરવું એજ સારૂં છે. કેમકે જ્યાં એવાજ શિક્ષકો હોય ત્યાં સંગીત પાછળ ખરચાતા પૈસા નકામા જાય છે. જેથી શાળાના અધિકારીઓને અને વ્યવસ્થાપકોને અમે નમ્રતા પૂર્વક જણાવીએ છીએ કે, તેમણે આ આખો લેખ વાંચી, વિચારી, તેમાં જણાવેલી પદ્ધતિ પ્રમાણેજ જે કોઇપણ શિક્ષક સંગીતનું શિક્ષણ આપી શકે તેવી યોગ્યતા વાળો હોય તો તે વિષેની સારા સંગીતપંડિતો દ્વારા ખાત્રી કરી લીધા પછીથીજ એવાઓને હાથે. શિક્ષણ અપાવવું. અને સંગીતનિપુણોની કમિટિ દ્વારા અથવા કોઇ એકજ સંગીતપંડિત દ્વારા, ઉપરોક્ત અભ્યાસક્રમ અને વિષયોના ધોરણ પ્રમાણે પરીક્ષા લેવરાવવી. આ રીતની પરીક્ષામાં જે વિદ્યાર્થીએ સંગીતમાં સારા માર્ક મેળવેલા હોય તેને, ખાસ ઉત્તેજન આપવા વિષેની કોઇપણ તક સંચાલકોએ જવા દેવી નહીં જોઇએ.

---

# શુદ્ધિપત્ર.

( ખાસ સુધારવા લાયક કેટલીક અશુધ્ધની શુધ્ધિ ).

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૨૪ | ગીત | સંગીત |
| ૩ | ૧૩ | એનુમોદતો | અનુમોદતો |
| ૭ | ૨૦ | પ્રભુના | પ્રભુતા |
| ૮ | ૮ | વેદો | વેદ |
| ,, | ,, | અનેરાંગાન | અનેરાં ગાન |
| ૧૦ | ૧૫ | રસ ગ્રાહક્ષ | રસ ગ્રાહક |
| ,, | ૧૮ | હંસકો | હંસ કો |
| ,, | ૨૪ | સ્વાર્થ ને | સ્વાર્થને |
| ૧૧ | ૧૬ | પુષ્પની | પુષ્પને |
| ૧૨ | ૨૫ | મનનવ | મન નવ |
| ૧૩ | ૨૮ | અદ્ભુતે | અદ્ભુત |
| ૧૪ | ૧૪ | સુણીના | સુણી ના |
| ૧૫ | ૭ | અવતારે | અવતાર |
| ,, | ૧૫ | સાડહં | સોહં |
| ,, | ૨૯ | સહરાજતી | સહ રાજતી |
| ,, | ,, | ણુક્ષમાં | ક્ષણુમાં |
| ૧૬ | ૧૩ | ઉપરથી | પરથી |
| ૧૯ | ૫ | ઝીણુા સૂર | વીણાસૂર |
| ,, | ૧૧ | તરતનુ | નરતનુ |
| ૨૨ | ૨૪ | બઇ | જઇ |
| ૨૪ | ૧૮ | નેહતી | નેહની |
| ૨૫ | ૨૭ | ધા | ધા |
| ૨૬ | ૧૦ | ક્યા મત | કયામત |
| ૨૭ | ૨૪ | નૃપાળ એ | નૃપાળે |

| પૃષ્ટ | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૯ | ૨૭ | કોઇ | કાંઇ |
| ૩૫ | ૧૫ | વિશ્વસ્વારિ | વિશ્વસ્વામી |
| ૩૭ | ૧૨ | હવ શું | હવે શું ? |
| ,, | ૨૯ | ગજરાજ | ગજરાય |
| ૪૧ | ૧૮ | તત ખેવ | તતખેવ |
| ૪૪ | ૨ | કીકિલા | કોકિલા |
| ૪૫ | ૧૯ | અપો રે | આપો રે |
| ૫૨ | ૧૪ | ધામ | ધામ |
| ૫૪ | ૪ | પડતીના | પડતી ના |
| ૫૯ | ૨૩ | જીરા | જરા |
| ૬૪ | ૧૭ | કુસુંબા | કુસુંબી |
| ૭૪ | ૧૩ | દેખા | દેખી |
| ૭૭ | ૨ | સાબ્દિક | શાબ્દિક |
| ૮૩ | ૩ | જાનહો | જાનતહો |
| ૮૪ | ૨૧ | લએલોન હાર | લએલોનહાર |
| ૮૫ | ૩૦ | પ્રેમલ ગાયો | પ્રેમ લગાયો |
| ૮૯ | ૧૧ | સાચ્ચિદ | સચ્ચિદ |
| ૧૨૯ | ૨૩ | લઘુની | લઘુ અક્ષરની |
| ૧૩૦. | ૫ | ૪ ૪ | ૪ ૪ |
| ,, | ૧૩ | આવશ્ય | અવશ્ય |
| ,, | ૨૦ | માત્રોનુ | માત્રાનું |
| ,, | ૨૫ | માત્રની | માત્રાની |
| ૧૩૧ | ૪ | છેકે | છે કે.૦ા।, |
| ,, | ૫ | અનુક્રમે | અનુક્રમે સાર્ધદ્રુત, |
| ,, | ૮ | જેમકે, T, , | જેમકે, ૦, T૦, ડ૦, |
| ,, | ૨૩ | તમે | અને |

૧૪૩ ૨૩ મી લીટી પછી, "હિંદ રાણી હતી" ૧૧.

## પ્રસ્તાવના અને સંગીતશિક્ષણ પદ્ધતિનાં પૃષ્ઠોની શુદ્ધિ.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ૧૧ | બાબતમ | બાબતમાં |
| ,, | ૨૫ | બેસરવા | બેસારવા |
| ૧૨ | ૧૧ | ગઈ | થઈ |
| ૩૩ | ૨૭ | ૧૦ | ૧૧ |
| ૩૪ | ૪ | પાંચ | ૭ |

પૃષ્ઠ ૩૩ ની નીચે ઓડવ રાગના પ્રકૃતિ અને વિકૃતિ ૩૫ રાગોનું કોષ્ટક આપ્યું છે તે નીચે પ્રમાણે સુધારી વાંચવું.

| પ્રકૃતિ ભૂત રાગ. | | | વિકૃતિ ૩૫ રાગ. |
|---|---|---|---|
| ૧. ભૂપ | અને તેની | વિકૃતિ | ૭. બિભાસ. |
| ૨. શામજલધર | ,, | ,, | ૮. ગુનકલિ. |
| ૩. સારંગ | ,, | ,, | ૯. મધુમાધ. |
| ૪. માલકૌંસ | ,, | ,, | ૧૦. દુર્ગા. |
| ૫. હિંડોલ | ,, | ,, | ,, ,, |
| ૬. ધાની | ,, | ,, | ૧૧. તિલંગ. |

પૃષ્ઠ ૩૮ થી ૪૭ સુધી આપેલા ગણેશમતાનુસાર રાગસ્વરદર્શક કોષ્ટકમાં નીચેના રાગોના આરોહ અવરોહ વધારવા.

પૃષ્ઠ ૩૮. बिभास પછીઃ—

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| जैत (१) | स | रिॅ | ग | ० | प | ध | ० | सं | प | स |
| | | | | | | | | | सं | प |
| रेवा. | स | रिॅ | ग | ० | प | धॅ | ० | सं | स ग | स |
| | | | | | | | | | प ध | प |

પૃષ્ઠ ૩૯ ललत પછીઃ—

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| त्रिवेणी. | स | रिॅ | ग | ० | प | धॅ | नि | सं | रिॅ | रिॅ |
| | | | | | | | | | धॅ | स |

પૃષ્ઠ ૪૨ बिंद्राबनी सारंग પછીઃ—

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| पटमंजरी. | स | रि | ० | म | प | ० | निॅ | सं | स | स |
| | स | निॅ | ध | प | म | गॅ | रि | स | प | ,, |

પૃષ્ઠ ૪૩ भीमपलासी પછીઃ—

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| पटदीपकी | स | ० | गॅ | म | प | ० | निॅ | सं | स | स |
| | सं | निॅ | ध | प | म | गॅ | रि | स | प | स |

# ગીત લહરી.

## ભાગ ૧.

# ગુર્જર ગીત લહરી.



### ૧. મંગલ.

( સંગીતના અધિષ્ઠાન રૂપ **નાદબ્રહ્મની** સ્તુતિ )

જેને **શૈવ** કહે મહાન **શિવજી**, **વેદાંતીયો બ્રહ્મને**,
**ન્યાયી** શાસ્ત્રતણા પ્રમાણપટુઓ **કર્ત્તા** કહે જેમને;
**અર્હન્નિત્ય** જ **જૈન** શાસ્ત્ર વદતું, **કર્મેતિ મીમાંસકો**,
**બૌદ્ધો બુદ્ધ** કહેજ, **યોગ** કરતા જોઈ કહે **ઈશ** છે. ૧

**સાંખ્યોના** કરતા કહે પુરૂષ જે, **વિજ્ઞાન વિજ્ઞાનીઓ**,
વાદી **કાલ** તણા તમામ વદતા **કાલસ્વરૂપે** જ એ;
એ રીતે સહુ શાસ્ત્રવાદપટુઓ સ્થાપી કહે જેમને
**નાદબ્રહ્મ** કહી ઉપાસન કરૂં આપે અતિ પ્રેમને. ૨

### ( નાદબ્રહ્મમાંથી વ્યષ્ટિ સમષ્ટિ બ્રહ્માંડરૂપ સંગીતની ઉત્પત્તિ. )

**બ્રહ્માત્મેજ** વિવર્ત્ત એક ઉપજી માયા ખડી ત્યાં થઇ,
તે માયા સહ શુદ્ધ ચેતન થકી **ચિદ્ગ્રન્થિ** ત્યાં જે બની;
**ઈશાનીશ** સમષ્ટિ વ્યષ્ટિ રચના ચિદ્ગ્રન્થિથી વિસ્તરી,
**બ્રહ્મગ્રન્થિ** તણીજ એજ સમશા સંગીત શાસ્ત્રે વદી. ૩

બ્રહ્મગ્રન્થિ મહીંજ **ઈક્ષણ** થઈ ચિત્તે બની **એષણા**,
ચિત્તે વ્યષ્ટિ સમષ્ટિ તત્વ **અનલોને** ત્યાં કરી પ્રેરણા;
તેથી તો **અનિલો** સહુ પ્રકટિને તત્વે થઈ ઘર્ષણા,
**શબ્દબ્રહ્મ** થઈજ નાદ પ્રકટ્યા આનંદ વ્યાપ્યા ઘણા. ૪

એથી ગીત જ વાદ્ય, નૃત્ય પ્રકટી **સંગીત** ત્યાં તો બન્યું,
આ **બ્રહ્માંડ** સમસ્ત **નાટ્યરૂપ** થઈ **નાનારૂપે** વિસ્તર્યું;
જેના **ગ્રામ** વિભાગ **રાગ** રૂપ જે **આલાપ, તાલો** ક્રમે,
વંદુ **નાદસ્વરૂપ બ્રહ્મ** વિભુ જે અર્પે સદા મોદને ૫

સર્વભૂતોનું ચૈતન્ય, વિવર્ત્યું જગરૂપ જે,
આનંદ રૂપ શ્રીનાદબ્રહ્મને જ ઉપાસું તે. ૬

( બરવે )

---

૧ ઈશિ–ઈશ્વર. ૨ અનીશ–જીવ. ૩ અનલ–અગ્નિ. ૪ અનિલ–વાયુ.

૨. અંજનીગીત, તાલ ચતુરસ્ર જાતિ એક તાલ.

**મધુર શબ્દ**, ને ગંધ, **રસો** જે; **નાદ, રૂપ** ને **મૃદુસ્પર્શો** જે,
**દિવ્યપિતાની દિવ્યપ્રભુતા**, જાણો સઘળી તે. ૧
ગાયન વાદન દિવ્ય રસાયન, સેવન કરતાં થઇયેં પાવન,
દિવ્યપિતાની, **મધુરી બંસી**, બજતાં નીકળયું એ. ૨
દિવ્યપિતાની, મધુરી બંસી, **નાદામૃત ધારાથી** વરસી,
**અનહત, આહત સંગીત** રૂપે, બાજી બંસી એ. ૩
અલખ પુરૂષની બાજી બંસી, સુણુવા આંતર વૃત્તિ તલસી,
અલખ હતી તે લખ થઈ બંસી, બંસી **એની** એ. ૪
**જગમોહન**ની બંસી બાજી, **ગીત છંદ લહરી** એ ગાજી,
**ગાયન, વાદન, નર્તન** રૂપે, વિલાસી જગમાં તે. ૫
બંસી તું મોહનને પ્યારી, તુજપર તન મન નાખું વારી,
દિવ્ય દેવ, દાનવ, માનવની, મનમોહન પ્યારી. ૬

**( બરવે ).**

---

૩. **નાદબ્રહ્મ સ્તોત્ર.**

( દોહરા )

સ્વર, વ્યંજન, પદ, સંધિ, સહુ; જેનાં ભૂષણુ રૂપ;
નમું અક્ષર નાદાત્મ જે, **નાદ, શબ્દ, રસ, રૂપ.** ૧
શબ્દ નાદથી થાય છે, પદ સહુ શબ્દાધીન;
પદથી ભાષણુ થાય છે, જગત નાદ આધીન. ૨
ગાયન, વાદન, નૃત્ય રૂપ, સુંદર વિશ્વ પ્રપંચ,
શ્રુતિ, સ્વર, રાગાલાપ, લય, ગદ્ય, પદ્ય, સહબંધ. ૩
સંગીત, કાવ્ય, કલા સહુ, જેનાં ભૂષણુભૂત,
એ મુદ નાદબ્રહ્મ હું, નાદ, શબ્દ, રસ રૂપ. ૪
સુંદર મનહર વિશ્વ આ, મ્હારો અલ્પ વિવર્ત્ત,
હું મુદ નાદબ્રહ્મથી, કરે જગત સહુ નૃત્ય. ૫,

**( બરવે ).**

---

૪. વિશ્વનિયંતાનું સંગીત.

યન્ત્ર આ બ્રહ્માંડનો ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્ય સ્થળભણી, જાતો વિકાસે મ્હાલતો. ૧
અણુગણ્યાં બ્રહ્માંડના, ગણુ રહ્યા આ તરવરી,
એહ લક્ષ્ય સ્થળ ભણી, ચાલ્યા જતા પદ સ્થિર ધરી. ૨

માનવી જીવનતણો, ભવ્ય જે ઇતિહાસ તે,
અધિક એથી ભવ્ય વળી, ભાવિતણો જ વિકાસ તે. ૩
વિનય વશ ઉત્ક્રાન્તિમાં, મેળ હેનો છાજતો,
ઘટિત ઘટના યોગ એ, સંગીત સ્વરસમ રાજતો. ૪
સર્વ સ્થળમાં વ્યાપિયું, નિયમનું સંગીત એ,
મૂળ સ્વર એ ગીતનો, ઇચ્છા નિયંતાની ખરે. ૫
એહ સ્વરજ પ્રધાન છે, અન્ય તે સંગે ગૂંથ્યા,
તીવ્ર કોમળ રૂપ સહુ, બનતા વિકાસે નવનવા. ૬
ગૂઢ છે કંઈ યોજના, ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે, સંગીતનાયક રહે બની. ૭
દિવ્ય નાયક ગીતનો, સ્નેહવાત્સલ્યે ભર્યો,
ગીતને અનુમોદતો સુણતો રહે ત્યાં તો ખરો. ૮
ઈશ-ઇચ્છા સંગમાં, ભેળું ઇચ્છા માહરી,
બે પ્રવાહો એકઠા, થાતાં મધુરતા છે ખરી. ૯
ઈશની ઇચ્છાતણા, સ્વરની સંગે મેળવું,
મ્હારી ઇચ્છાના સ્વરો, સંગીત એ તો અવનવું. ૧૦

( **નરસિંહરાવ** )

---

**૫.** રાગ બીભાસ, ત્રિતાલ.

જય રસના રતનાગર, નટનાગર એ
શ્રી-મુખ-ચન્દ્ર-ચકોર, જય જય દેવ હરે (ધ્રુ૦)
સૃષ્ટિ સ્થિતિ લય કારણ, ભવતારણ એ,
સઉ સુરવર સિરમોર, જય જય દેવ હરે ૧
કાલિય વિષધર ગંજન, ભયભંજન એ,
યાદવ કુળ અવતંસ, જય જય દેવ હરે ૨
દિનમણિ મંડળ મંડન, જનવંદન એ
મુનિજન માનસહંસ, જય જય દેવ હરે ૩
ત્રિભુવન સંકટ ટાળક, પ્રતિપાલક એ
પ્રણમું પૂરણ કામ, જય જય દેવ હરે ૪
શરણોત્તમ ! શરણે તમ, ચરણે નમું એ
કરિયે કુશળ કૃપાળ, જય જય દેવ હરે ૫

( **કેશવલાલ હર્ષદ ધ્રુવ કૃત ગીતગોવિંદનું ભાષાંતર** )

૬. રાગ કાફી, તાલ ત્રિતાલ.

વંદન ઓમ્ બ્રહ્મને, નમન કરૂં, વિધિ સહિત
અર્પે અચલ વિમલ સુમતિને હૃદય મલ
સદા હરણુ કરે; વંદન ઓમ્. (ધ્રુ૦)
સકલ વિભુ રૂપ જન મન હૃદયે તે દીપતું
જગમાંહીં; રસિક મધુર જન હૃદ વીણા
સુવાદન કરતું—વંદન ઓમ્. ૧

(બરવે).

---

૭. રાગ કલ્યાણ, ચૌતાલ.

પરમ પ્રેમ પરબ્રહ્મ. (ધ્રુ૦)

માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ,
દમ્પતીના દેવ પ્રેમ, પ્રેમ છે સંસાર સાર
પરમ પ્રેમ પરબ્રહ્મ. ૧
દયા પ્રેમ, દાન પ્રેમ, ભક્તિ પ્રેમ, જ્ઞાન પ્રેમ,
યોગ પ્રેમ, મોક્ષ પ્રેમ, પ્રેમને સંન્યસ્તાધાર, પર૦ ૨
સ્થૂલ પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ, વિશ્વ કેરો મન્ત્ર પ્રેમ,
સૃષ્ટિનો સુવાસ પ્રેમ, પ્રેમ તેજ કેરો પાર, પર૦ ૩
આત્મનો વિકાસ પ્રેમ, જીવન પ્રકાશ પ્રેમ,
પ્રેમ-પ્રેમ, સર્વ પ્રેમ, પ્રેમનો આ પારાવાર પર૦ ૪

(કવિ ન્હાના લાલની જયા).

---

૮. પ્રભુ રૂપ સર્વ

પ્રભો ! તું બ્રહ્મ ને શંકર, પ્રભો તું કૃષ્ણ પયગમ્બર,
પ્રભો ! તું પીર ને મહમદ, ઇસુ, અરિહંત તું દિલબર,
પ્રભો ! તું બુદ્ધ ને દેવી, ખુદા, જરથુસ્ત ને શંકર,
પ્રભો ! તું ખ્રીસ્ત ને રહીમાન, દિગંબર તું ! ગરિબ પરવર !
મસીદ કે દેવળે જઇને જપે આલમ જુદાં નામે,
પરંતુ ઇશ એ વ્હાલા ! વસ્યો વિશ્વે સકળ ઠામે,
હજારો નામથી તારી, પરસ્તી ઑલીયા કરતા,
વિભુ ! કિન્તુ ? વિભુતિને વિલોકી ના ઘડી શકતા.
ગરિબને પાળનારો તું ! અધમ ઊગારનારો તું !
દુઃખીને તારનારો તું ! ખલકમાં ખેલનારો તું !
રફીકને આપનારો તું ! રકીબને મારનારો તું !
શિકાયત સૂણનારો તું ! ઉપાધિ ટાળનારો તું !

બધે બ્રહ્માંડમાં છે તો સ્તવન લાઝિમ શ્રવણુ કરવું,
પિતા ! કીસ્તી બચાવીને મુસાફીરનું દરદ હર તું !
અગર કર મહેર કિસ્મત પર, ફીદા છું ત્હારી મહોબ્બત પર,
નિગાહ કર ! નાથ ! એ દિલબર, દિવાનો ત્હારી સૂરત પર.

( ધીરજ ).

---

૯. ઝીંઝોટી, તાલ દાદરો.

જય મંગલ પ્રિયજન્મભૂમિનું ગજાવીયે, ( ધ્રુ૦ )
રઘુવીર સમ વિરલ વીર, ભારતિ સુભટ સુધીર,
ઉરસમુદ્રને હિમાલયે ઉછાળીયે. જય૦ ૧
જનની જંગ હુલીયે, ઝનુની રંગ ઝીલીયે,
આત્મબળ ઉજાસથી બધું ઉજાળીયે. જય૦ ૨
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાઓ,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ. જય૦ ૩
સત્ત્વથી સચવાય સ્વત્વ, સમજી એ થઈ પ્રવૃત્ત,
ઘૂમીયે ઝઝૂમી જંગ તો મચાવીએ. જય૦ ૪
ભૂતળ ફોડી ફેડીએ, ઊંડી જડો ઉખેડીએ,
દોર ને દમામ દેશનો જમાવીએ. જય૦ ૫
સ્થિતિ સમય સ્વીકારીયે, પ્રવૃત્તિ યજ્ઞ યોજીયે,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીયે ? જય૦ ૬
માતુ દીન દુભાયછે સપુત પીડા પીછાનીયે,
દુધ દીપાવીએ ઉમંગને વધાવીયે. જય૦ ૭
દેશ સેવના સ્વધર્મ અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીયે. જય૦ ૮

( લલિત )

---

૧૦. ( મોરે દર્દે જિગરકી એ રાહ ).

વંદું વંદું સુમાતા અમારી રે
જ્ઞાનદાત્રી સરસ્વતી અમારી રે. વંદું— ( ધ્રુ૦ )
વેદ રૂપ બિન્દિ કંકુની તુજ ભાલ ટગમગે,
ઉપવેદ રૂપ કંઠ હીરા હાર ઝગમગે
વેદાંગ—મોતી કંકણો બે હાથ ખણુ ખણુ

ઉપાંગ—હેમ ઝાંઝરો બે ચરણ ઝણુઝણે,
પ્રકૃતિની પચરંગીલી સાડી રે— વંદું૦ ૧.
ઉપનિષદ્—પુષ્પવેણી શિરે માત શોભતી,
રામાયણ—ભારત વાળી કર્ણે ઓપતી
નથ નાકમાં ગીતાનું અંજન મનુસ્મૃતિ,
સુબ્રાહ્મણો તણા મુખે તાંબુલ ચાવતી
સામ ગાવા વીણા શ્રુતિ તારી રે— વંદું૦ ૨.

( કવિ મહારાણી શંકર શર્મા )

---

૧૧. રાગ ઝીંઝોટી. તાલ દાદરો.

હિન્દ રાણી હતી જગત જાણી હતી,
આખા આલમની આશ્ચર્ય કહાણી હતી,
સ્વર્ગ દેવોની મશહૂર વાણી હતી. હિન્દ૦
ઋષિ—મુનિ, શૂરવીર, રત્નની એ ખાણી,
જ્ઞાન કળા કૌશલ્યે જગ ગુરૂ વખાણી
વીરતામાં ચક્રવર્તિનું બતાવ્યું પાણી
સુજલ, ફલવતી, રસવતી, સરસ્વતિ,
શ્રીમાં ઇન્દ્રાણી, બુદ્ધિમાં બ્રહ્માણી હતી. હિન્દ૦

( મહારાણીશંકર શર્મા કૃત ચન્દ્રગુપ્ત નાટક ).

---

૧૨. રાગ માલકૌંસ. તાલ ત્રિતાલ.

સગુણ એ બ્રહ્મ સમાં સાકાર નમું મુજ માતતાતને પાય,
જનની જનકનાં ચરણ શરણથી જન્મ મરણ ભય જાય;
નમું મુજ માતતાતને પાય.
અમીભરી એ વત્સલતાનાં સ્નાનપાન કરનાર,
સ્મિતમય મધુરાં દુધમલ બાલક વ્હાલપનાં ગીત ગાય;
નમું મુજ માતતાતને પાય.
વ્હાલ તણા વિનિમયના બળથી સરલ થાય સંસાર;
એ સુખ સાધનની સેવાનાં ભૂલાય કયમ સદ્ભાગ્ય !
નમું મુજ માતતાતને પાય.

( લલિત. )

૧૩. કાફી જીલ્લો. ત્રિતાલ.

જય શંકર, બુધ, જીન, અહુરમજદ,
ઈસુ, મહમદ પ્રભુ અવતાર,
ઓ હો સૌ સંતો પ્રભુ અવતાર, જય૦ (ધ્રૃ૦)
ધર્મજ્યોત પ્રકટાવી જનપર કરતા બહુ ઉપકાર,
અમોપર કરીયો બહુ ઉપકાર, જય૦ ૧
યુગ યુગમાં અવતાર ધરી પ્રભૂ કરતા પર ઉપકાર,
જનોપર કરતા પર ઉપકાર જય૦ ૨

(બરવે.)

---

૧૪. વ્હાલાંઓને વંદિયે ! (ધ્રૃ૦)

ભાવથી સંભારનારાં, બારણુ બોલાવનારાં,
પ્રાણથી તો પૂજનારાં, વ્હાલાંઓને વંદિયે ! ૧.
સાને સમજાવનારાં, શરણ ઝુકાવનારાં,
લગની લગાવનારાં, વ્હાલાંઓને વંદિયે ! ૨.
વાંકને વિસારનારાં, ગુણને ગજાવનારાં,
હસાવી નચાવનારાં, વ્હાલાંઓને વંદિયે ! ૩.
આનંદ ઉછળાવનારાં, રસિલાં રીઝાવનારાં,
સંસાર સુહાવનારાં, વ્હલાંઓને વંદિયે ! ૪.
પ્રભુના બતાવનારાં, પ્રભુ પરખાવનારાં,
જીવન જીતાવનારાં, વ્હાલાંઓને વંદિયે ! ૫.

લલિત.

---

૧૫. સવૈયા, ચતુશ્રજાતિ એક તાલ.

હિન્દ બ્રિટનના અમે બાળકો, અમનૃપેન્દ્ર પંચમ જયરાજ,
સ્વદેશ હિંદુસ્થાન અમારો, સ્વરાજ્ય અમ હિંદી સામ્રાજ્ય. ૧.
હિન્દ બ્રિટનના અમે બાળકો, બ્રિટન અમ બાહુ બળવંત,
સ્તામ્ભ હિંદી જન અમે બ્રિટનના, પ્રભુ રચિત એ ઋણાનુબંધ. ૨.
હિન્દ બ્રિટનના અમે બાળકો, ધ્વજા એકતાની ધરનાર,
બ્રિટનનું સ્વસ્થાન હિંદ અમ, મહારાજ્યને મ્હલાવનાર. ૩.

(લલિત)

---

૧૬. કવ્વાલીની રાહ. ચતુસ્ત્રજાતિ એકતાલ.

અમોને પ્રાણથી પ્યારો, અમારો દેશ હિંદુસ્થાન,
અખીલ બ્રહ્માંડમાં ન્યારો, અમારો દેશ હિંદુસ્થાન. ૧
હિમાલય શા ઊંચા પહાડો, જે સ્પર્ધે સ્વર્ગથી આસમાન,
સિન્ધુ, ગંગા, યમુના આદિ નદિઓ, દઈ રહી અમીપાન. ૨
કળા કૌશલ્ય વિજ્ઞાનો તણાં અહિંથી ફુટયાં ઝરણાં,
ઉપનિષદ, વેદો, ગીતા, બ્રહ્મવિદ્યાનાં અનેરાંગાન. ૩
રગેરગમાં અમારી માતૃભૂમિનાં કરજ ઉપકાર,
અમો સંતાન નિજ કર્તવ્ય ફરજે મા ઉપર કુરબાન. ૪

( મહારાણી શંકર શર્મા કૃત ચંદ્રગુપ્ત નાટક. )

---

૧૭. ભારતી માતાનું સ્વરૂપ. ( અંજની ગીત )

સ્વર્ગંગા સેંથો મા ત્હારો, માનસસર શિરમણિ રૂપાળો,
ભાલ ત્રિવલ્લી વિમલ હિમ હારો, જય જય મા મ્હારી. ૧.
ઝૂલે જાન્હવી સિંધુ કાને, રેવા મહાનદી કટિ સ્થાને,
કાવેરી તોડા ઠેકાણે, જય જય મા મ્હારી. ૨.
રામેશ્વર એડીએ ચળકે, પુરી દ્વારિકા કાશી ઝળકે,
મા ત્હારી વાળીની ઠળકે, જય જય મા મ્હારી. ૩.
સપ્તશૂલ પંજાબ એક કર, પરશૂ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રિ કટિપર, જય જય મા૦ ૪.
રામ સૌમ્ય તુજ દગ પલકારો, બુદ્ધ ઉદધિ ઉરનો ધબકારો,
ગુરૂ ગોવિંદ પ્રકોપ ફુંફાડો, જય જય મા મ્હારી. ૫.
ભક્તિગાન ધ્રુનિ માને વ્હાલી, એ સ્વર બ્રહ્મ વિષે લે તાળી,
અગણિત માની સંત પ્રણાલી, જય જય મા૦ ૬.
દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે, જ્ઞાન સમાધિ પ્રકાશજ ઢોળે,
વ્યાસ, પતંજલી, શંકર બોલે, જય જય મા૦ ૭.
શું શું મા તુંજ સ્તવૂં વખાણી, યુગ યુગ રાજરતનની ખાણી,
અશોક, અકબર, વિજયારાણી, જય જય મા૦ ૮.

( પ્રો૦ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર )

---

૧૮. ભૈરવી, દેશ કે ગમે તે રાગ, ત્રિતાલ.

વંદું મા ત્હને...સુજલા સુફલા ભારતિમાને. વંદું૦
રત્નાકર સ્પર્શે તવ પદને, અભ્રભેદિ હિમગિરિવર પવને,
વંદું૦ ( ધ્રુ૦ )
શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિની, કુસુમે પ્રફુલિત દ્રુમદલ શોભિની
વદન સુહાસિત, વચન સુભાષિત, વિમલ જ્ઞાન રવિ કિરણ ભાસિત,
વરદા હિંદને. વંદું૦ ૧
ત્રિંશ કોટિ પુત્રો તુજ ગરજે, કોણ કહે મા તુજને અબલે
બહુ બળવંતી તારક તરણી, રિપુદળ વારિણી, આત્મઉદ્ધારિણી,
દેવી હિંદ તું. વંદું૦ ૨
હૃદયે ધર્મે, વિદ્યા મર્મે, સર્વ શરીરે તુજના પ્રાણો,
અતુલ ત્હમારી છે મા શક્તિ, હૃદયે અર્પો સ્વદેશ ભક્તિ,
વિનવું મા ત્હને. વંદું૦ ૩
જન માનસ મંદિર તુજ મૂર્તિ, હૃદયે નિરંતર પ્રેરક સ્ફૂર્તિ.
રામ, કૃષ્ણ, શિવ, પ્રતાપ શક્તિ. તે સમ દ્યો અમને હે માજી,
વિનવું હું ત્હને. વંદું૦ ૪
મહા કાલી થઈ શાસ્ત્રો ધરતી, કમલા રૂપ હૃત્કમલ વિલસતી,
સરસ્વતિ રૂપ વાચે વસતી. યુગ યુગ નૂતન ધર્મ શિખવતી,
માતુ હિંદ તું. વંદું૦ ૫
જય જય જય અમ ભારતિ માતા, સુસ્મિત, ભૂષિત, શ્યામલ, સરલા,
ન્યાય નીતિ મણિ બ્રિટન રાષ્ટ્રને, સ્વરાજ્ય તણી મતિ પ્રેર ઉજ્વલા,
યાચું હું ત્હને. વંદું૦ ૬
(બરવે.)

---

૧૯. ભૈરવી, ત્રિતાલ.

મંગલ મંદિર ખોલો, દયામય !
મંગલ મંદિર ખોલો ( ધ્રુ૦ )
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો; તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો, દયામય ! મંગલ૦
નામ મધુર તમ રટ્યો નિરન્તર, શિશુ સહ પ્રેમે બોલો,
દિવ્યતૃષા ભર આવ્યો બાલક, પ્રેમ અમીરસ ઢોળો,
દયામય ! મંગલ૦ ૨
( નરસિંહરાવની સ્મરણ સંહિતા )

૨૦. (મજાહ દેતે હૈં ક્યા યાર એરાહ)

ઘુંટડાં ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય !
રસનાં સરોવરો છલકાય રસિકનું મન દેખી મલકાય. ઘું૦
આભ ભર્યું ઘૂમે આનંદે ખોળે ચંચુ નિત્ય,
જડી જડી રસબિન્દુ હૃદયમાં ચમકાવે સહુ ચિત્ત,
અંતર ભરી ભરી સીંચો કો, આત્મા ઊંડી ઝળે ઝળકાય. ઘું૦ ૧
કુંજે કુંજે ફુલડાં ડોલે, ચૂમે લલિત વસંત,
વન વન પવન વહે રસભરતો, લીલીહસે અનન્ત;
ખોબે ભરી ભરીને લ્યો કો, હૈયે નવું નવું હિંચકાય. ઘું૦ ૨
છીપે છીપે મોતી દીપે, સાગરનો ભંડાર,
નયને નયને તેજ નચવતાં, વસી ઉડે અન્ધાર,
ડુબકી ભરી ભરી કાઢો કો તેજે નયન નયન રંગાય. ઘું૦ ૩
કણુ કણુમાં મણિ મણિ વિલસે છે, બિન્દુ બિન્દુ બ્રહ્માંડ,
રસગ્રાહક રજરજમાં નિરખે, ભર્યો દિવ્ય રસ કાંડ,
નયણાં ભરી ભરી નિરખો કો, રસ રસ થળે થળે નિતરાય. ઘું૦ ૪
સરોવરે છલકે છલકાતાં, રસજીવનને અર્થ
ધન્ય ઝીલે રસરાજ હંસકો, બગ ઊભા રહે વ્યર્થ,
આત્મા ભરી ભરી ઝીલો કો, પ્રભુની રસપ્રભુતા પથરાય. ઘું૦ ૫

(ખબરદાર.)

---

૨૧. રાગ કાફીઝીલ્લો, દાદરો.

સાર આ સંસારમાં જ જોયો.
એ...બહુ રીતે તપાસતાં, સાર આ સંસારમાંજ૦ (ટેક)
સ્વાર્થ ને પરાર્થરૂપ યજ્ઞમાંજ હોમી.
સર્વ ભૂત હિતમાં જીવ જોડ્યો. એ બહુ૦ ૧.
રામ, જનક, કૃષ્ણતણાં પુનિત સુચરિત્રથી,
લોકસંગ્રહાર્થમાં હું મોહયો. એ બહુ૦ ૨.
જ્ઞાન, ભક્તિ, યોગ, સિદ્ધિ સર્વ સાધનોમાં,
સુલભ કર્મયોગ મ્હેંજ જોયો. એ બહુ૦ ૩.
સ્વાર્થ સાધુ મુકત બની અન્યને ન તારે,
દીન દુઃખીની હાયે મોક્ષ ખોયો. એ બહુ૦ ૪.
શિવ, વિષ્ણુ દેવતણા દિવ્ય અંશ ક્યાં વસે !
દિન નરતનુમાંહી મ્હેંજ જોયો. એ બહુ૦ ૫.

જ્ઞાન, પ્રેમ, કર્મતણું પરમ ધ્યેય સ્થાપી,
જન્મ સફળ જનહિત મહીં ગાળયો.
એ...ખરીરીતે તપાસતાં
સાર એ સંસારમાં જ જોયો. સાર આ૦ ૬.

( બારવે ).

---

૨૨. ( હાંરે મદભરી જુવાની યાર, એ રાહ )

હાંરે, રસેં ભર્યો વસંત રસરાજ.
હાંરે, રસ ઝીલો રસિક સહુ આજ. હાંરે૦
નાજુક વેલી, રસે નમેલી, આમ્ર તરૂવરે જુઓ ઝુકેલી,
ખીલતી વસંત બહાર, ઓહો શી, બહાર, હાંહાંરે રસેં ભર્યો. ૧.
રંગે રંગીલાં, વિધ વિધ ફુલડાં, કલરવ કરતાં, કોયલ મેનાં,
મયુર કરે થનકાર, ઓહો થનકાર, હાંહાંરે રસેં ભર્યો. ૨.
યુવક યુવતી, કેલી કરંતાં, અલક્ષ લ્હાવો લેતાં દેતાં,
ઝુલન ઝુલે ઝુલનાર, ઓહો ઝુલનાર. ૩.
કુંજ નિકુંજે, ભ્રમર ગુંજે, પુષ્પની પુંજે, પ્રેમનિકુંજે,
મનહર પ્રભુ રમનાર, ઓહો રમનાર. હાંહાંરે રસેં ભર્યો. ૪.

( બારવે )

---

૨૩. કાફીજીલ્લો, દાદરો.

મારા મનમાં તનમાં નિત્ય દીપી રહી ઝગમગ આતમ જ્યોતિ.
માનસરોવર માંહેલો હંસલો ચારો ચરે જ્ઞાન મોતી. મારા૦
નિત્ય, અનાદિ, સ્વયં, વિભુ, વ્યાપક, આતમ જ્યોત જણાય.
સચ્ચિત આનંદ બ્રહ્મ સનાતન તેજ પોતે જગ જ્યોતિ. મારા૦

( બારવે )

---

૨૪. રાગ દેસ, દાદરો.

હાં મૃદુલ મધુર મનહર ઉર અલખ વેણુ વાગી રે, ( ૨ )
મંજુલ રવ ધ્વનિત થાય, નાદબ્રહ્મ રૂપ થવાય;
ઉર કલા વિકાસે રે, આત્મજ્યોત જાગે રે. હાં૦ ૧
પ્રભા ઝલકતી સુહાય, પ્રણય મંત્ર ત્યાં વહાય,
પ્રતિભ વૃત્તિ નાચે રે, હૃદય બુદ્ધિ રાચે રે. હાં૦ ૨

(બારવે)

૨૫. ( પરદેસી સૈયાં સ્નેહાં લગાયે, એ રાહ )

મન માહરૂં રમતું, નવનવ વિધ પ્રેમસ્વરૂપ
આ વિશ્વમાં, મન માહરૂં૦ (ધ્રૂ૦)
મનહર નટરાજ નાચે, સૃષ્ટિ સહુ સુંદર રાચે,
જનવન સહુ પ્રભુમય ભાસે,
બહિરાંતરમાં, પ્રણયી જનમાં, પ્રેમ સ્વરૂપમાં,
સાધુ હૃદયમાં, ભાસતા, પ્રભુ વિશ્વમાં,
સહુ ધ્યાનમાં, સહુ જ્ઞાનમાં. મન માહરૂં૦ ૧.
હૈયાનાં હેત વાધ્યાં, દિલનાં દોરડીયાં લાધ્યાં,
અંતરનાં કિલમિશ નાશ્યાં,
વિમલ મતિમાં, નવલ રતિમાં, મન દરપણમાં,
હૃદયાસનમાં ભાસતા, પ્રભુ વિશ્વમાં,
સહુ ધ્યાનમાં, સહુ જ્ઞાનમાં. મન માહરૂં૦ ૨.
ચિદચિતના ભેદ ન ભાસે, જીવશિવના ભેદ ન ત્રાસે,
આતમ નિજ રૂપમાં વિલસે.
ચંદ્રસુરજમાં, તારક મુખમાં, જલ વિદ્યુતમાં,
મધુર કુસુમમાં, ભાસતા, પ્રભુ વિશ્વમાં,
સહુ ધ્યાનમાં, સહુ જ્ઞાનમાં. મન માહરૂં૦ ૩.

( બરવે )

---

૨૬. રાગ દેસ. તાલ ધુમાળી, કેલાવણી.

જેણે પ્રેમ આંસું નવ આણ્યાં, તે નરો વૃથા જગ જનમ્યા,
પ્રેમ વેલડી આંસુંવારી સિંચન કરી કરી નહીં ઉછેરી,
પ્રેમ ઘેલડી પ્રભુ કૃતિને નવ માણીયા રે. ૧
સંત, મહંત તણાં મૃદુવચનો, શ્રવણ કરીજે મનનવ પીગળયાં,
તે નર નારી ખરે ખરાં જડ પ્હાણીયા રે. ૨
દૈવી રસ સરવરની ઊર્મી, મૃદુલ હૃદયમાં કદિ નવ ઉપની,
તે પંડિત જ્ઞાની નહિ પણ એ પ્હાણીયા રે. ૩
વિશ્વ સકળ હસતું ને રોતું, તેમાં દિવ્ય પ્રભુતા જોતું,
તે મનડામહીં વાસવસી પ્રભુ જાગતા રે. ૪
પ્રભુનાં સ્મિત મૃદુ દગ પલકારો, નિત્ય સુરસ નવ નવિન પ્રકારો,
દિવ્ય લહરિ રૂપ હૃદયમહિં નવ ભાળીયા રે. ૫
યોગી ધ્યાન સમાધિ લગાવી, જ્ઞાની જ્ઞાનની વૃત્તિ ધરાવી,
ભક્તો ભક્તિ થકી પામે, (તે) અમ પામીયા રે. ૬

રાગ, રંગ, રૂપ, રસ, મૃદુસ્પર્શો; મધુર સ્વાદ, મૃદુ મનના સ્પર્શો,
પ્રભુના એ સૌ અંશો તે નવ જાણીયા રે. ૭
ભવબંધનથી બદ્ધ જનોને, મોક્ષ આપવા અતિશય તલસે,
તે નરનારીમાં પ્રભુ વસી દુઃખ ભાગતા રે. ૮
બાલક, દિનજન, વિરહી જનનાં, સુખદુઃખનાં આંસું નવ લોહ્યાં;
તે નર દુષ્ટ હરામી નરકે જામીયા રે. ૯
પ્રભુથી પ્રાણિતણાં સુખ દુઃખડાં, નિરખી દ્રવતાં જે નહિ હિબડાં;
ગણુપત કહે તે વજ્ર સમાં નીચ જાતડાં રે. ૧૦

(બરવે.)

---

૨૭. રાગ ઝીંઝોટી, દાદરો.

દીનનો દયાલ છોડી, કોને શરણુ જાઉં, (ધ્રુ૦)
માત તાત જાણી પ્રભુ, ચરણુ પ્રત્યે ધાઉં,
પામીને પ્રસાદ પૂર્ણ, કૃતિ કૃતાર્થ થાઉં. દીનનો૦ ૧
નીતિ ભક્તિ રૂપ પુણ્ય તીર્થમાં હું નાહું,
પરમ ઇષ્ટ બ્રહ્મની, હું સ્તુતિ ગુણુ ગાઉં. દીનનો૦ ૨
પ્રભુ કૃપા નિધાનની હું પૂર્ણ કૃપા ચાહું,
સંકટ સમયે જ નાથ પલ્લવ હું સાહું. દીનનો૦ ૩
નમી નમી પરાત્પરા હું ચરણુ તારે આવું,
પ્રેમ પુણ્ય અંજલિ પ્રભુ પદે વધાવું. દીનનો૦ ૪

(ભોળાનાથ સારાભાઈ).

---

૨૮. ઝીંઝોટી તાલ, દાદરો.

દુઃખનો અચૂક એક કીમિયો બતાવું ભાઇ !
કીમિયો બતાવું ભાઈ, બંધુઓથી છાનું નાહીં !
શીદને હું છાનું છેક બંધુઓથી રાખું કાંઇ !
દુઃખનો અચૂક એક. (ધ્રુ૦)
(સાખી) હૃદય ગુહામાંહિં વસે કિમિયાગર અવધૂત,
જાવ શરણુ ત્હેને પરમ યોગીએ અદ્ભુતે.
યોગી અદ્ભુત જડી બુટ્ટી રૂડી દેશે ભાઇ !
દામ, નવ લેશે કાંઇ. ઓષધિ અમોલ કેરૂં
દામ નવ લેશે કાંઇ. દુઃખનો૦ ૧

(સાખી) શ્રદ્ધા, શાંતિ મેળવી ભેળો મહિં પ્રભુ પ્રેમ,
ઉરના પુટમાંહિં ભરો, ધરો અગ્નિપર ક્ષેમ
ક્ષેમે પછીં દુઃખ તે સુખરૂપ બની જાશે ભાઈ !
કુન્દન રૂડું થાશે, ભાઈ!
હીન જે કથીલ ત્હેનું કુન્દન રૂડું થાશે, ભાઈ !
દુઃખનો અચૂક એહ કીમિયો બતાવ્યો ભાઇ. ૨.

(નરસિંહરાવ.)

---

૨૯. રાગ પહાડી, તાલ દીપચંદી.

(અહો દિલદાર જરી દેદાર દિવાનીને દેખાડોને, એ રાહ)

અરે સંસારમાં નર નાર કૃતઘ્નિ કોણુ છે એવા ! (ધ્રુ.)
ન પ્રીતે મૂખથી બોલ્યા, " અમારી જન્મ ભૂમિ આ;
" અમારો દેશ પ્યારો આ " ન ભાવો અંતરે એવા. ૧.
વડાઈ દેશની ઝાઝી સુણીના ઉઠતા ગાજી.
ન થાતા ચિત્તમાં રાજી હશે કો મૂઢ નર એવા ! ૨.
અરે એવા જીવે તો શું (લાભ) ! અને એવા મરે તો શું (ખોટ) !
વૃથા ભૂભાર જાણું હું, જગતને દુઃખ છે દેવા. ૩.
ભલેં તે હો મહારાયા, ભલેં પંડીત લેખાયા,
ન તેને દેશમાં માયા, ગણાશે જાનવર જેવા. ૪.
કવિ તે નામ નહિં ગાશે, મરણથી શોક નહિં થાશે,
હતા કેના વિસારાશે, જશે ઠાલા હતા જેવા. ૫.
મળો ફિટકાર લાખોના, પડો તે ધૂળ જીવનમાં,
નહિં જે ભક્ત જનનીના ન ધારી દેશની સેવા. ૬.
અતિ ઉપકાર છે જેના, ન ટાળે દુઃખડાં તેનાં,
ખરે એવા હરામીનાં પ્રભાતે નામ નવ દેવાં. ૭.

**હરિશંકર ઓઘડભાઇ વિદ્યાર્થીકૃત આર્યોદ્ધાર સંગીત શ્રેણિમાંથી.**

---

૩૦. પહાડી, તાલ દાદરો.

જીવે શું વિશ્વમાં એવા કો, મૂઢાત્મા હરામી !!
ન બોલ્યા મુખ મારો દેશ આ મુજ માતૃભુમિ.
ઝાંકળના મોતી સમા જીવો તે કંગાલ

ઠાલા આવ્યા ને ગયા પત્થરવત ભૂભાર,
ખરંતાં પીંપળાનાં પાંદડાંની પેઠ એતો !
કીડી મંકોડીની સમાન કાયા તે નકામી. જીવે૦ ૧.
હોય ખીતાબો છો ઘણા, અઢળક ધન ભંડાર,
લૂખી કીર્તિ હો ભલે, મૃગજળવત નભનાર,
મળે તે માટી નીચે જે થકી અવતારે ધર્યાં
ફરે ઘાણી તણા જયમ બેલ ફેરા અંધ પામી. જીવે૦ ૨.
તેનાં મૃત્યુ પાછળે, કોઇ ન રડતી આંખ,
જીભ ન ગાતી નામને માનતણી નહીં ઝાંખ,

( મહારાણીશંકર શર્મા )

---

૩૧. પહાડી, ગઝલ. દાદરો

સ્વજનના શુદ્ધ સાચા પ્રેમની તો વાત જૂદી,
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી. સ્વજ. ( ધ્રૂ. )
સોઽહં સાઽહં સતી રટે, સાહં સાહં કંથ
સેવે એક બીજાં સદા, એ સહચાર અનંત
વિરહ સહવાસની જાદુઈ બલિહારીજ જૂદી,
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એય જૂદી. સ્વજ. ૧
અબોલ આંખે સમજતાં, વ્હાલપની કાંઇ રીત,
અમીમય હૈયાં ઉમળકે, થાય પરસ્પર લીન,
સ્વજનના શુદ્ધ સાચા પ્રેમની૦ ( લલિત )

---

૩૨. ( રાહ ઉપર પ્રમાણે )

સતી સિધ્ધે શ્વરી સંસારનો શૃંગાર આશા.
મનોબળ વેગની ગતિ વાહિની સંચાર આશા.
સ્વર્ગોથી સાથે સરી, પ્રયાણમાં એ સાથ,
અનન્તતા સહચારિણી, આશા અમર અવાસ.
બિયોગે વિયોગિની, સંયોગિની સાકાર આશા
હૃદયની વાહિની, ઉદ્ધારિણી આધાર આશા, ૧.
ક્ષણમાં સખી સહરાજતી, ણક્ષમાં કરે વિરોધ
એ તુજ હર્ષા હર્ષનો, એકજ આવે ક્રોધ.
નિરંતર મોહિની ઉત્સાહિની, ઉમંગ આશા
સદા સહવાસિની પરગામિની સુમન્ત્ર આશા ૨.

જીવનવેલી ખીલતી, સુરભિ સુમન પથરાય,
આશા આશ્રિત મોહમાં, પરાગ કૈં પમરાય,
જીવન વ્યાપાર હૃદયાગારનો સુરાગ આશા
હૃદયના રાગનો અવિરાગ એ સુવિરાગ આશા. ૩.
તુજ તે જે છે જીવવું, તુજ સહવાસે વાસ.
યોગ વિયોગ સખી તજ્યે, પ્રાપ્તિ દૃષ્ટિ સુવાસ.
મનોબલ વેગની ગતિ વાહિની સંસાર આશા,
સતિ સિધ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા ૪.

( સ્નેહ જ્યોતિ )

---

33. જીલ્લો. એકતાલ અને ત્રિપુટ.

અરે શો માનવનો અભિમાન પલકમાં ટળી જશે રે,
ખરે જયમ પીંપળ ઉપરથી પાન, પલકમાં ખરી જશે રે,
પલકમાં ખરી જશે રે, માટીમાં મળી જશે રે. અરે.
ઘડી જીવતરમાં, ઘડી એક સુખની,......રે નથી
મૂઢ મમતમાં તો યે મરતા.........રે મથી.
પામર નર નાદાન.........અરે શો.
કાયા કલેવર કારમો છે ગંદકીનો ધાડવો,
સમજુ જને સમજી જઈ, અભિમાનને વણુસાડવો.
અભિમાન ફણિધરને નહીં, દૂધ પાઇને પેંધાડવો,
રાવણુ સરીખે માનથી લીધો નથી કંઈ લાડવો,
પામર નર નાદાન. અરે શો.

( સ્વ. ડાહ્યાભાઈ ).

---

34. ( નાટ્યગીત. ) હીંચ.

મન માયાના કરનારા રે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડીત પુરાણુારે, કોઇના અમર છે લેખ લખાણા,
કાચી છે કાયા આ માટીની માયા છે માટીના ખેલ બનાયા,
શાણુા તો સમજી અલગ થયા પણુ બાળક બિચારા લપટાયા રે,
જરી જોને તપાસી તારી કાયા—મનમાયા. ૧.
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ જેણુ મૂછપર લીંબુ ઠરાયા,
કાળના કુવાડેથી કોણુ બચ્યું ભાઈ, ભલે હોય રંક મહારાયા રે. ૨.

સંધ્યાના જેવા રંગ સોનેરી જાણે વંધ્યાને લાડ લડાવ્યા,
જોબન ને તન ધન તેવાં સમજવાં, હાંરે જાણે પાણીમાંના પડછાંયા
રે જરી જોને તપાસી તારી કાયા—મનમાયા. ૩.

(સ્વ. ડાહ્યાભાઈ)

૩૫.

વિષથી ભરેલા જગમાં, અમૃત બતાવો સાચું,
જ્ઞાની પંડિત સહુને, વિનવીને યાચું. વિષથી૦
કોઈ કહે ચન્દ્ર પાસે, કોઈ કહે સ્વર્ગમાં છે,
દેવો મથે દરિયા વાંસે, પાણી જોઈ પાછા નાસે,
ભરૂસે ભુલ્યા છે સઘળા, મને પણ એ લાગે કાચું. જ્ઞા૦ ૧
અમીનો ઉછળતો સાગર, સુધાભર્યો રસ રત્નાકર,
અનુપમ સ્વર્ગીય સાકર, મળે પ્રભુપદ રજ પાસે,
પરીક્ષાને જો ઇચ્છો તો, પ્રેમી થઈ તપાસો સાચું. જ્ઞા૦ ૨

(મોરબી નાટક કંપની–બુદ્ધદેવ.)

૩૬. (રાહ ઉપર પ્રમાણે)

અમૃતેં ભરેલા જગમાં, દુઃખ તો બતાવો ક્યાંઇ !
જ્ઞાની અજ્ઞાની સહુને વિનવીને યાચું આંહીં,
કોઈ કહે નર્કમાં છે, કોઈ કહે અવનીમાં છે,
દેવો સમા નાહક ત્રાસે, દુઃખમાની આધા નાસે,
ડરે છે બીચારા દુઃખથી, જોઇને લાગેજ નવાઈ,
જ્ઞાની અજ્ઞાની સહુને વિનવીને૦ ૧.
શિવે ગળયો વિષનો સાગર, કૃષ્ણે ગળયો રસરત્નાકર,
અનૂપમ સ્વર્ગીય ભુવનો, વિધિ ’ રચી રહીયા આંહીં,
જીવ સુખ અર્થે પ્રભુજી, થયા કર્મયોગીજ આંહીં,
જ્ઞાની અજ્ઞાની સહુને૦ ૨.

(બરવે)

૩૭. ભૈરવી. તાલ તેવરો અને ધુમાળી.

પડતી હવે મુજને ખબર તુંમાં જણાયે હર્ષ નહિં,
આ જગતની જંજાળની, ચતુરાઈ તેં દીઠી નહીં,
જ્યાં પ્રેમ મારો ઝળહળે ત્યાં તેં દીધો બદલો ખરો,
ઘરબારને છોડ્યા વિના, યુક્તિ કશી સૂજી નહી,
હવે તો જો જરા જાગી. (૨)

ચોળી વિભૂતિ અંગ, બન્યો શું યોગી (૨)
સમાધિ જૂઠો દે ત્યાગી (૨) હવે તો૦ ૧
વિલાસી મ્હેલના વાસી, તને આ શી લગન લાગી.
મધુરા પુષ્પને ત્યાગી, ગ્રહયા કાંટા શું હીન ભાગી.
હવે તો જો જરા જાગી. ૨
ઊંડી આશ ધારીને મ્હેં તારો સંગ કીધો તો,
ભરૂંસો દઈ ભુલાવી ઓ ! વિરાગી શું ગયો ત્યાગી.
હવે તો જો જરા જાગી. ૩

**( મોરબી નાટક કંપની–બુદ્ધદેવ. )**

---

૩૮. ( સુંદર શામળીઆ, એ રાહ. )

માનસ મંદિરીયે, ઓમ્ પ્રભા પ્રકટાવું,
ફાનસ અંતરીયે, આતમ જ્યોત જગાવું, માન૦ ( ધ્રૃ૦ )
જ્ઞાનસાગરે ડુબકી મારૂં, તત્ત્વ મોતીડાં શોધી કહાડું,
હૃદય બુદ્ધિનું ઐક્ય વધારૂં, ટાળું ઘોર અંધારૂં, માન૦ ૧
સૃષ્ટિ શાસ્ત્ર ધન દહીં જ જમાવી, કર્મભક્તિ તણું નેતરું લાવી,
યોગ સમાધિ રવાઈ વલોવી, મુક્તિ માંખણ તાવું. માન૦ ૨

**( કવિ મહારાણી શંકર શર્મા. )**

---

૩૯. ( શું નિર્મલ જલની તલાવડીમાં, એ રાહ )

શું નિરમલ જલ સમ પ્રભુ કૃતિમાં દેખાશે નિમ ભંગ !
સૌ રૂતુ બદલે છે રંગ વિવિધ પણ પ્રેમ ન બદલે રંગ.
પુરૂષ પ્રકૃતિ વચ્ચે જોડી, પ્રેમ દોરડી સાવ સળંગ,
ત્રોડી તે નહિં ત્રુટે સજની, થવું ન આશાભંગ,
સોનું શું કદિ થવાનું શામ, બને શું આમ !
રૂપ જૂદાં પણ તત્ત્વ ન જુદાં સઘળો પ્રેમતરંગ.

**( બરવે. )**

---

૪૦. ( કોઈ દુધ લ્યો દિલરંગી, એરાહ. )

પ્રભુ ભક્તિ કરો દિલ રંગી—
જ્ઞાન ભક્તિ પ્રેમે ચિત્ત રંગી— પ્રભુ૦
એક દિવ્ય રસ **જ્ઞાનરસ**, દ્વિતીય **ભક્તિરસ** પ્રેમ,
તૃતિય અમીરસ **નાદરસ**, પીધે દિલડું હેમ. હાં પ્રભુ૦

**( બરવે. )**

**૪૧.** પીલુ જીલ્લો. દાદરો.

જો જાય છે ઉડી ઉડી નિશા ધામે વીતી,
તારા તણાં તેજે લીધું, અંધારાને જીતી,
મધુર કંઠ સાથે મળી, ઝીણા ઝીણા સૂર,
કાને પડી મનને કરે, હર્ષ થકી ભરપૂર,
સૂતાં છે. પ્રાણી સર્વ શાંતિ પર ધરી પ્રીતિ
તારા તણાં તેજે લીધું અંધારાને જીતી. જો જાય૦

**( ગુજરાતી નાટક કં૦ )**

---

**૪૨.** ભજન તાલ—લાવણી અને દાદરો.

આવું સુંદર તરતનુ પામી શરણ પ્રભુનું લે, ( ૨ ).
શરણ પ્રભુનું લેરે મનવા, શરણ પ્રભુનું લે. આવું. ( ધ્રુ૦ )
સુંદર તનમાં સુંદર મન છે, સુંદર કરણ સુંદર સાધન છે,
તોપણ સુંદર તત્ત્વ ગ્રહે નહીં, આતમઘાતી તે.
ખરે નર આતમ ઘાતી તે આવું સુંદર ૧
હરતાં ફરતાં રમતાં જમતાં સ્વપતિને પ્રભુ જે ગણુનારી
સતિના ચિતમાં ચોંટી રહ્યા પતિ, તે નહિં અન્ય પતિ રટનારી,
તેમ નિરંતર રામમાં તાન જમાવી કરી લે. આવું. ૨
ખેલ ખેલાડી ફરે દોર ઉપર, દોરી ઉપર એક ચિત્ત લગાવીને,
નૃત્યકારી બેડલાં શીર ધારીને, નૃત્ય કરે એક ચિત્ત લગાવીને,
પ્રેમમગન થઈ પ્રેમે તું તો, ભજન કરીને લે. આવું. ૩

---

**૪૩.** રૂચિરા છંદની ચાલ, માનુષી જાતિ એકતાલ.

શાનો ભય ક્યાં છે ભવસાગર, શું મારે તે તરવું રે,
નિત્ય પરમ આનંદરૂપ હું, દુઃખવિના શું ડરવું રે. ( ધ્રુ૦ )
પાપ પુણ્યનો હું નહિં કર્ત્તા, તે સાથે શું લાગ્યું રે,
મારે જન્મ મરણ પણ ક્યાં છે, શાથી ભડકી ભાગું રે. ૧.
તાપ ત્રિવિધ તન મનના ક્યાં છે ? શા કારણથી તપવું રે,
ધર્મ કર્મ પણ ક્યાં કોને છે, શું તજવું શું જપવું રે. ૨.
ક્યાંથી આવ્યો, ક્યાં જાવાનું, ક્યાં આખર ક્યાં આદિરે,
હર્ષશોક સુખ દુઃખ મને ક્યાં, ક્યાં વાદી પ્રતિવાદી રે ! ૩.
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ અવસ્થા, ક્યાં છે આધિ ઉપાધિરે,
ઝીણી નજરે નીરખી જોતાં, ક્યાં વળગે છે વ્યાધિ રે. ૪.

યમકિંકર નહિં દેખું નયને, નરક સ્વર્ગ તે શાનાં રે,
આ સ્થાવર આ જંગમ એતો, છે બોલ્યાનાં બાનાં રે. ૫.
પૃથ્વી, પાણી, પર્વત, તારા, ક્યાં પશુ, પક્ષી, પ્રાણિ રે,
દાનવ, દેવ, મનુષ્ય વગેરે, કહેવાની છે કહાણીરે. ૬.
નામ રૂપ ને નાશ વગેરે, કલ્પું હું તે કોનું રે!
આધિષ્ટાનથી કાંઈ ન અળગું, સઘળાં ભૂષણ સોનું રે. ૭.
ભેદ કલ્પના ભય આપે છે, એ જો વાત ન જાણી રે,
મૃગજળમાં મૃગલાની પેઠે, બંધન પામે પ્રાણી રે. ૮.
કેશવ હરિની હોય કૃપા તો, સારી સમજણ આવે રે,
પોતાના અંતરના અનુભવ, ઉત્તમ સુખ ઉપજાવે રે. ૯.

(કેશવ કૃતિ).

---

૪૪. જીલ્લો—દાદરો.

કવિ ફિરોજ બુલબુલ તું ક્યાં ઉડી ગયો!
આ પૃથ્વી તજી બેહેશ્તમાં તું શું ઉડી ગયો!
અમર નામ હરદમ સૌ હૃદયમાં વસ્યું,
નીતિ, ભક્તિ, જ્ઞાન, ગાન તેં સુખે કર્યું,
પડી જ ખોટ પારસી કવી મહીં ખરે
હૃદય કરી યાદ તને, પીગળતું અરે.
કાવ્યના તરંગ રંગ હૃદયમાં રમે,
ફરી ફરી થતી યાદ તપ્તિ ના શમે,
પારસી આ કોમ ત્હારીને ભુલી ગયો?
ખાકી જહાનને તજી શું સ્વર્ગમાં ગયો?
સકલ જગતમાંહિં કાંઈ અમર નવ મળે,
પણ તુજ તે કીર્તિ દેહ અમરમાં ભળે,
અમર કીર્તિ, અમર શાંતિ, બક્ષે પ્રભુ તને,
અમે બાળ નિત્ય ખુદા પાસ માગીએ. (બરવે).

---

૪૫. રાગ માઢ. તાલ ગજલ—પશ્તો.

દયાસિંધુ ત્હારે બારણે, પોકારૂં છું દીનબાળ,
કૃપા સિંધુ ત્હારે ,, ,, ,, (ટેક)
દિન ઉગે વળી સાંઝ પડે રે, વેગે વીતી જાય કાળ,
અજ્ઞાની હું સમઝું નહિં રે, કરો પ્રભુ પ્રતિપાળ દયા૦ ૧.
શું કરવાને જન્મ દીધોરે, તેનો કરૂં છું વિચાર,
કરવાનું તે કીધું નથી રે, છૂટી પડ્યો અવતાર. દયા૦ ૨.

(ઇશ્વર પ્રાર્થના માળા)

૪૬. રાગ માઢ–તાલ દાદરો.

મ્હારા કેસરભીના કંથ હો ! સિધાવો જી રણવાટ. (ધ્રુ૦)
આભ ધ્રૂજે ધરણી ધમધમે રાજ, ઘેરા ઘોરે શંખ નાદ;
દુંદુભિ બોલે મહારાજનાં હો ! સામંતના વીરવાદ. મ્હા૦ ૧
પુર પડે, દેશ ડૂલના હો, ડગમગતી મ્હોલાત,
કીર્તિ કેરી કારમી રાજ, એક અખંડિત ભાત. મ્હા૦ ૨
નાથ ! ચઢો રણઘોડલે રે, હું ઘેર રહી ગુંથીશ,
બખતર વજ્રની સાંકળી હો, ભરરણમાં પાઠવીશ. મ્હા૦ ૩
સંગ લેશો તો સાજ સજું હો ! માથે ધરૂં રણ મ્હોડ,
ખડગને માંડવ ખેલવાં, મ્હારે રણલીલાના કોડ. મ્હા૦ ૪
આવતાં ઝાલીશ બાણને હો ! ઢાલે વાળીશ ઘાવ,
હાલ ફુટે મ્હારા ઉરમાં રાજ ! ઝીલીશ દુશ્મન દાવ. મ્હા૦ ૫
એક વાટ રણવાસની રે, બીજી સિંહાસન વાટ,
ત્રીજી વાટ શોણિતની સરીતે, હો ! શૂરના સ્નાનનો ઘાટ. મ્હા૦ ૬
જય કલગીએ વળજો પ્રીતમ ! ભીંજશું ફાગે ચીર;
નહિં તો વીરને આશ્રમ મળશું, હો ! સુરગંગાને તીર. ૭
રાજ મુગટ ! રણરાજવી ! હો, રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ ! વાધો રણે મહાવીર. ૮

(**કવિ ન્હાનાલાલ, વીરની વિદાય**).

---

૪૭. રાગ માઢ. ગજલ–પશ્તો તાલ.

મન મારૂં હાય મુઝાય રે હું ક્યાં જઇ કહું !
ચિંતા વધારે થાય રે, હું ક્યાં જઇ કહું ! મન. (ધ્રુ.)
આધિ વ્યાધિ ને ઉપાધિ, આપે ખેદ અપાર,
પૂર્વે કીધાં કર્મ કઠણ તે, મારે ભારે માર. રે હું. ૧
બહુ તાપેથી આ તન ઉકળે, વંઠે વિનય વિચાર,
નીતિ ન્યાય કશું નહિં સૂજે, આ સંસાર અસાર. રે હું. ૨
અકલિત કાલકલા શું કહેવું, ક્ષણ ભંગુર તન તેમ,
" જન્મ સફલ કરવો શી રીતે, "આંસું આવે એમ. રે હું. ૩
કેશવ હરિની થાય કૃપા તો, જાય બધા સંતાપ,
તન બલ બુદ્ધિ સફલતા પામી, આનંદ આપે અમાપ. રે હું. ૪

(**કેશવ કૃતિ**)

---

૪૮. ( સવૈયા બત્રીસા ) ત્રિતાલ.
સંપ થકી જગની રચના થઈ, ઉન્નતિ વિશ્વતણી નિત થાયે;
અણુ અણુ સંપ થકી વળગી રહી, ચૌદ ભુવન રચના શુભ થાયે;
સંપ નહીં ત્યાં વિશ્વ તણા સહુ, નિત્ય વિનાશ અનેક જ થાયે;
અણુ, પરમાણુ, કુસંપ થકી, જગ પ્રલયતણે નક્કી આધીન થાયે. ૧
ત્યમ વ્યાપાર મહીંજ સુસંપ, થકી અતિ ઉન્નતિ ભૂમિની થાયે,
વ્યક્તિ અનેક મળી યૂથ-મંડળ, સિંહ સમાન મહા બળી થાયે,
નિર્જીવ વાનર સંપતણા, લઘુ મંડળથી ગઢ લંક જીતાયે,
એ સહુ સંપ તણાજ પ્રતાપથી, દેશ તણા સહુ અર્થ સધાયે. ૨
દૃઢ વિશ્વાસ થકી સહુ વ્યક્તિ, તણું દૃઢ મંડળ સુદૃઢ થાયે,
વ્યક્તિ તણા દૃઢ આતમ ભોગથકી જનજાત તણું શુભ થાયે,
દૃઢ વિશ્વાસ જ એક વચન વળી, આતમભોગ ત્રણે દૃઢ થાયે,
(તો) સત્વર આર્ય ભૂમિ મહીં સ્વર્ગ, સમાન સુખો શુભ નિત્ય પમાયે. ૩

---

( બરવે ).

૪૯. ( હરિગીત વૃત્તિ ) તાલ તેવરો—ત્રિપુટ.
પર દ્વીપમાં જઈ અખુટ દ્રવ્ય કમાવવાની આશના,
જો રાખવી જ જરૂર તો શુભ ધર્મની કર પાલના;
રામ, પાંડવ, બુદ્ધ તો પર દ્વીપમાં જઈ આવીયા,
પરદેશમાં જઈ અજ્ઞજનને, ધર્મ આપી બચાવીયા. ૧
ચીન ને જાપાન, જાવા, મિસર, ઝાંઝીબાર જો,
પર દ્વીપમાં જઈ એ સહુ, પ્રાચીન આર્યો પૂર્વજો;
વ્યાપાર હુન્નરથી અનેરું, દ્રવ્ય જઇને લાવતા,
પરદેશમાં બઈ અજ્ઞજનને, ધર્મની શીખ આપતા. ૨
અજ્ઞ ને કાયર જનો ઘરઘેલીયા થઈ બોધતા,
કે દ્વીપગમને પાપ લાગે, મૂર્ખતા એ ખોલતા;
જો ન્હોતી આજ્ઞા ધર્મની, તો રામ બુદ્ધ સહુ ગયા,
તો તે તણા પગલે જવાથી, થવાય હેં શું પાપીયા ? ૩

---

( બરવે )

૫૦. ( નાટ્યગીત—દાદરો. )
મને સહાય કરશે મોરારી રે, વહારે ચઢશે ગોવરધન ધારી,
અહલ્યા ઉગારી, મીરાંબાઈ તારી
બેની ! ચિંતા કરીશ નહિં તું મારી. એ૦ મને૦ (ધ્રુ૦)
માંજારી બચ્ચાંને બળતાં ઉગારી મોક્ષ દીધો ગજેન્દ્રને તારી,
દ્રોપદીનાં ચીર પૂર્યાં, થાશે તે સહાયકારી. એ૦ મને૦
( વિક્રમચરિત્ર. )

૫૧. ( નાટ્ય ગીત, ચતુશ્રજાતિ એકતાલ.)

જે કરશે તે ભરશે કોઈ શું કહે શે.........
બાવળ વાવીને આમ્ર સ્વાદ કેમ લેશે—
કેસુડે વાસ ન મળશે, નહિં કેતકી કદિએ ફળશે,
જે વાવે તેવું લણુશે, કરણી સરખાં ફળ દેશે. બાવળ૦ ૧
કૌવચ સંગતથી રંગત શું રહેશે !
ચંદન ખંડનથી ગંધ અખંડન જ્હેશે.
મધ મધપૂડે જે વળશે, મધભાગ્ય હશે તો મળશે,
પણ ચટકો તો નવ ટળશે, આ દેશે પરદેશે— બા૦ ૨

( સ્વ૦ ડાહ્યાભાઈ ધોળશાજી. )

---

૫૨. દાદા ગુણગાન.

( રાગ. આસાવરી. ત્રિતાલ. )

નમિયે વારંવાર, દાદા નમિયે વારંવાર.
હિંદ પિતા દાદાજી તમને, નમિયે વારંવાર. (ટેક)
દીન હિંદની સેવા કરવા અરપી જેણે જાત,
તન, મન, ધન સહુ અર્પણ કરીને, વારે ચઢ્યા એ તાત. દાદા૦ ૧
સ્વદેશસેવા એજ લક્ષ્યને, અંત સુધી કર્યું સિદ્ધ,
સ્વરાજ્ય ધ્યેયને લક્ષ્યે સ્થાપી, સમજાવ્યું પર સિદ્ધ. દાદા૦ ૨
પ્રબળ આત્મબળ, સત્ય વચનથી, અથાગ શ્રમ લઇ જેણે,
પરાર્થના ઉજ્વળ દૃષ્ટાંતો નિર્મળ શીખવ્યા જેણે. દાદા૦ ૩
પ્રજા અને રાજાનો સરખો, પ્રેમ મેળવી જેણે,
કર્મયોગનું પાલન કરીને, પૂર્ણ યજ્ઞ કર્યો જેણે. દાદા૦ ૪
દાદાપણું સાચું બતલાવ્યું એ દાદાજી હમારા,
જન્મો જન્મતણાં અમ ઋણીયાં, રહીશું ખચીત તમારા. દાદા૦ ૫
એલ, એલ, ડીની શુભ પદવીથી, બ્રીટાનીયાએ વધાવ્યા,
રંક હિંદના પુત્રે તમને પ્રેમ આંસુએ ન્હાવ્યા. દાદા૦ ૬
હિંદ હૃદયની ઊંડી ગુફામાં, એ દાદા ! તુજ મૂર્તિ,
સ્થપાઈ રહી શુભ અમ અંતરમાં, સેવા કરશું મનથી. દાદા૦ ૭
સ્વર્ગ અને મૃત્યુના દેવો, અભિનંદન તવ કરતા,
હિંદ ભૂમિના અમ સહુ બાલક, વિજય વિજય ઉચ્ચરતા. દાદા૦ ૮

( બરવે )

---

૫૩. હીંચ અને ત્રિપુટ, તાલ.

દિલ મ્હારૂં માને નહિં, મનડું ઠરે નહી, કોને પૂજું હું વિશ્વતાતજી !
મ્હેં જોયું ફરી ફરી જોડી મળે નહીં, કોને નમું હું દિવ્ય તાતજી !
મનમાં પ્રિતિ પ્રકટી અતિ, પ્રભુ દેખવા તલસી રહી,
ઊર્મી અંતર ઉછળી હતી, પ્રભુપ્રેમમાં જ શમાઈ ગઈ,
હિરલો અમૂલ ખરી દવા ઊમંગ ભર જગમાં ભમ્યો,
પણ અંતરે શાંતિ વળી નહિં, લગની કહીં લાગી નહીં,
છતી આત્મદૃષ્ટિ અંધ બની, વિષયાબ્ધિમાં શું,
ડુબી મરૂં શું હું તાતજી ! મ્હેં જોયું ફરી ફરી૦

( બરવે ).

---

૫૪. નાટ્ય ગીત

એ અમો અબળાને માયા વ્હાલીરે રે,
વ્હાલીરે, વ્હાલી માયા વ્હાલી. એ૦ અમો૦ ( ધ્રુ૦ )
વસ્ત્ર કરાવો ઘરેણાં ઘડાવો,
મોતીડે મઢો તોયે મન ખાલી રે,
ખાલી રે, ખાલી મન ખાલી—એ૦ અમો૦ ૧
નેહતી નજરે નાથજી મારા,
નારી બને ઘેલી કાલી રે, કાલી રે
કાલી ઘેલી કાલી— એ૦ અમો૦ ૨

( ગુજરાતી નાટક કંપનીના કવિ મૂળશંકર. )

---

૫૫. કોઈ પણ રાગમાં, ત્રિતાલ.

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને,
પ્રથમ પહેલું મસ્તક મુંકી, વળતી લેવું નામ જોને, ( ટેક ).
પ્રેમપંથ પાવકની જવાલા, ભાળી પાછા ભાગે જોને,
માંહિ પડ્યાતે મહાસુખ પામે, દેખનારા દાઝે જોને,
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને. હરિ૦

( પ્રીતમદાસ. )

---

૫૬. ( દિલદાર યાર છએલાસેં એ રાહ )
કુરબાન કરો કાયાને પરની ભલાઈમાં,
પરની ભલાઈમાં, જગની ભલાઈમાં. કુરબાન૦ ( ધ્રુ૦ )
ધર્મ બેડી હાથે જો કર્મ ઋણ માથે.
તુરત મુક્ત થાઓને પુણ્યની કમાઇમાં. કુરબાન૦ ૧
ઘાત આવે ઓરી ઉમર કરો ઘોરી,
ફરજ બખ્તર સાજોને જીંદગી લડાઇમાં. કુરબાન૦ ૨
સત્ય માટ કંઇકિ નરે અર્પણુ કીધાં જીવન,
બુદ્ધ, ક્રાઇસ્ટિ, સોક્રેટીસ, લ્યુથર, દયાનંદે ધન્ય,
જીવ્યું તો સાર્થક જો પરાર્થે તનડું તવાઇમાં. કુરબાન૦ ૩

( મહારાણી શંકર શર્મા ).

---

૫૭. ( ગમે તે રાગ, પણ તાલ તો ત્રિતાલ )
પરમ ધન પ્રભુનાં લેજો લોક, ( ધ્રુ૦ ).
રૂપું ધન, ધન સોનું, હો અબધૂત ! હીરા મોતી ઝવેર,
સત્તા ધન, ધન જોબન, ચળ સહુ, અચલ બ્રહ્મની લ્હેર. પર. ૧
નહીં સૂરજ, નહીં ચન્દ્ર હો અબધૂત, નહી વીજળી ચમકાર,
અગમ નિગમની યે પાર, અપાર એ બ્રહ્મતણા ભંડાર. પર. ૨
દૂર થકી પણ દૂર હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ,
ઉગે તપે કે આથમતાં યે એ ધન છે અવિનાશ. પર. ૩

( ન્હા. કવિ. જયા અને જયન્ત )

---

૫૮. ગજલ, તાલ, દીપચંદી.
મા તે મા અહો ! મા તે મા ! બીજાં વનનાં વાઃ
ભલા ભોળાં બા કરે હા યે હા. કાલાં ઘેલા મા.
ન કહે કંઇની નાઃ ઓછાં ઓછાં બા કરે ગાયાં ગા.
અહા ! એ તો મા, સુણી ધાતાં ધાઃ
શૂરાં પૂરાં બા, ઝીલે આડા ઘાઃ
મીઠી નજરે મા, ઠારે દિલના દા.
મોંઘી મોરી મા ! અભયનું ભૂ પા.

( લલિત ).

---

૫૯. ગજલ, તાલ, મિશ્રજાતિ એકતાલ.

કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે,
ખફા ખંજર સનમનામાં, રહમ ઊંડી લપાઇ છે. ૧.
જુદાઇ જીંદગી ભરની કરી રો રો બધી કહાઢી,
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે. ૨.
ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઇ છે. ૩.
ઝખમ દુનિયાં ઝબાનોમાં, મુસીબત ખઓફનાં ખંજર,
કતલમાં એ કદમ બોશી, ઉપર કયા મત ખુદાઇ છે. ૪.
શમાપર જાય પરવા ના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં, મજેદારી લુંટાઇ છે. ૫.
ફના કરવું, ફના થાવું, ફનામાં શહ સમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઈ છે- ૬.
ઝહરનું નામ લે શોધી, તુરત પીલે ખુશીથી તું,
સનમના હાથની છેલ્લી, હકીકતની રફાઇ છે. ૭.
સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઈ છે. ૮.
ચમનમાં આવીને ઊભો, ગુલોપર આફરીં થઈ તું,
ગુલોના ખારથી બચતાં, બદન ગુલને નવાઈ છે. ૯.
હજારો ઓલીયા મુરશદ, ગયા માશૂકમાં ડૂલી
ન ડૂબ્યા તે મુવા એવી, કલામો સખ્ત ગાઇ છે. ૧૦.

**( સ્વ૦ મણિલાલનું "અમર આશા" નામનું અંતિમ કાવ્ય ).**

---

૬૦. ( ઉપર પ્રમાણે )

દિધાં છોડી પિતા માતા, તજી વ્હાલી ગુણી દારા,
ગણ્યા ના મર્મ ભેદાતા, લીધો સંન્યાસ એ ભ્રાતા. ૧
પિતા કાજે તજી વ્હાલી, ન માની વાત મ્હેં ત્હારી,
ગણ્યા ના ગાઢ નિઃશ્વાસ, લીધો સંન્યાસ એ ભ્રાત. ૨
થયો દારૂણ મન માન્યો, વિફળ થઇ સ્નેહની સાનો,
હવે સુકુમાર ઉરફાટી, જતું રોવું રહયું બાકી, ૩

* * *

અહો ઉદાર વ્હાલી રે, ટકાવી દેહ રાખી રે,
ન ભુલાતું તું ભૂલી દે, વિધિનું ધાર્યું વેઠીલે ૪

અહા ઉદાર વ્હાલી રે, સતી તું શુદ્ધ શાણી રે,
ન જોડાતું તું જોડી દે, છુટેલાને તું છોડી દે. ૫

*　　*　　*

અહો તું જીવ મ્હારા રે, દીધો શો દંશ દારાને ?
ગણી ના પ્રાણ પ્યારી ત્હેં, ઠગો ત્હેં મુગ્ધ વ્હાલીને. ૬
અહો તું જીવ મ્હારા રે, દીધો શો દંશ દારાને ?
થશે શું પ્રાણ પ્યારીને ! હણી મુગ્ધા કુમારી ત્હેં ૭
હવે ઓ ક્રૂર ઉર ફાટ ! અહો રાત્રિ વહો ધાર,
અભાગી નેત્ર મ્હારાની, ઘટે નીરાંત તે શાની ! ૮

*　　*　　*

શરીરે ભસ્મથી છાયો, ઉરે અત્યંત સંતાપ્યો,
ઉંડો જ્વાળામુખી જેવો, હવે સંન્યાસ આ તેવો. ૯
તજી ત્હેં ત્યાં પડી છુટી, સરિતા અબ્ધિમાં સુતી.
ગિરિએ સાંકળી તુંને, નહી તોડી કદી તુટે. ૧૦
જડાઈ ભૂમિમાં સ્થિર, ઉંચે આકાશ ઉદ્ગ્રીવ,
થઈ ત્હારે, રહ્યું જોવું, નદીનું અબ્ધિમાં રોવું. ૧૧

*　　*　　*

નહીં ઊંચે, નહીં નીચે મળે આધાર ઘન હીંચે,
નિરાધાર, નિરાકાર, હવે મ્હારીય એ ચાલ. ૧૨
સ્ફુરે પોતે ન દેખાય, કુમુદની ગન્ધ ગ્રહી વાય,
અરણ્યે એકલો વાયુ, જીવન એ ભાવિ છે મ્હારૂં. ૧૩
જહાંગીરી ફકીરી એ, લલાટે છે લખાવી મ્હેં,
પ્રજા એ હું નૃપાળ એ હું ઉરે ઓ એકલી તું–તું. ૧૪

**( સરસ્વતિ ચન્દ્ર. ભા. ૧ )**

---

૬૧. **ગજલ.**

જીગરનો યાર જૂદો તો, બધો સંસાર જૂદો છે;
બધા સંસારથી એ યાર બેદરકાર જૂદો છે.
ગણું ના રાવ રાયાને, ગણું ના આખી દુનિયાને,
પરંતુ જાન આ પર પ્યારિનો, અખત્યાર જૂદો છે.
હજારો બોધ મંદિરો, મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જૂદો છે.
નથી તુજ બાપ માર્યો મેં, અરે મૂર્ખા કહાં નિંદે,
સમજ રે ! બેસમજ કે, પ્રેમીનો આચાર જૂદો છે.

*　　*　　*

થયો જે પ્રેમમાં પૂરો, થયો છે મુક્ત સર્વેથી,
મહા મસ્તાન જ્ઞાનીના, મગજમાં તાર જૂદો છે.

*    *    *

ગુરૂ—આ દેશ છે અમને, અવળ પંથે પળ્યા જઇએ,
દુનિયાથી પછી આ બાલ, બેદરકાર જુદો છે.

( સ્વ. કવિ બાલ ).

---

૬૨. કવાલી, ગજલ, મિશ્રજાતિ એકતાલ

ઉડો નાદાન મન બુલબુલ, રહો ગુલઝારમાં નાના
વધાઇ એક પણ ગુલની, દીઠી ભર પ્યારમાં નાના.
સુણાવો ગાનની તાનો, જઇને દ્વાર દર્દીને,
અરે બેદર્દીના દર્દે રહો દરકારમાં નાના. ઉડો૦ ૧
રહો જ્યાં ચંગ ને ઉપંગ વીણા નાદ વાજે છે,
ઘડી આ બેવફાઇના, રહો દરબારમાં નાના. ઉડો૦ ૨

*    *    *

સુકાશે તાહરૂં ગુલઝાર, પણ જો ગ્રીષ્મ આવે છે,
પ્રજળશે વિશ્વ વન્હિથી, રહે તુજ પાંખડી નાના. ઉડો૦ ૩

*    *    *

પુજારી થઇ ચડ્યો દ્વારે, અરે તે દ્વારમાં ત્હારી,
કતલ કરતાં ખરે ! ત્યારે, કસર કાંઇ કરી નાના. ઉડો૦ ૪

*    *    *

રૂવે તું રાતમાં જ્યારે, હસે ત્યારે ગુમાની ગુલ,
અરે ! એને દિલે દૈવે, દયા પેદા કરી નાના. ઉડો૦ ૫

*    *    *

વિધિના ઉલટા અંકો, સુવરણે ક્યાં થકી સુરભી !
તને કોમળ અહો મન ફેરી, કોમળતા કરી નાના. ઉડો૦ ૬
વળી જો એ સવારે સર્વ, અંગો અંગ ખીલવીને,
જઇ ઠરશે બીજે હાથે, વધાઇ કંઇ ધરી નાના. ઉડો૦ ૭
બળાપા બાલનાથી રાત ભર રાકાપતિ દાઝયો,
સમુદ્રે જઇ પડ્યો શીતલ થવા શાન્તિ રહી નાના. ઉડો૦ ૮

( સ્વ. કવિ બાલ ).

---

૬૩. હરિગીત વૃત્તિ. મિશ્રજાતિ એકતાલ.

જન્મી અહીં સંસારમાં રે ! શો તમ્હેં લ્હાવો લીધો,
નિજ સ્વાર્થ પ્રાપ્તિમાં જ જન્મારાતણો જો વ્યય કીધો;
શું જીવનનું સાફલ્ય સઘળું સ્વાર્થમાં આવી રહ્યું ?
ના ! ના ! ભણે મુજ હૃદય આ "સ્વાર્થી જીવન એળે ગયું." ૧

*　　*　　*

જો સ્નેહીને જોઈ સુખી તમ હૃદય સુખમય ના થયું,
જો દેખી દુઃખી અન્યને તમ હૃદય દુઃખેના દવ્યું;
કદી શબ્દથી, કદી કર્મથી, સુખના દીધું, દુઃખ ના હર્યું,
શા કામનું જીવ્યું ત્હમારૂં ! જીવી જગમાં શું કર્યું ?

( ચંદ્રશંકર ન. પંડ્યા ).

---

૬૪. ( ગજલ. )

વિભુ ! ઓ વિશ્વના માળી ! રહે તું ચારૂ સંભાળી;
કળી કાચી તું ના લેતો, બગાડીશ ના ખીલેલાં જો, !
સુગંધી તેની સહુ જાશે, જગત્ બાગે ન ફેલાશે;
પુરાં પાકાં થવા દેજે, પડ્યાં પુષ્પો વીણી લેજે.
છુંદાવા તે ન દેતો તું, તહારી યાચું રક્ષા હું;
જગત્ ફુલવાડીના માળી ! સદા લે વેલી સંભાળી.
જગત્ બાગે તું વેપારી, ખરીદી ત્હારી છે ન્યારી,
બધું ત્હારૂં નથી મારૂં, હરિ સુખ રૂપ જે ચારૂ.

( સૌ. હરિસુખ ગૌરી )

---

૬૫. ગજલ, ઉપર પ્રમાણે.

અરે ! યોગી—અરે યોગી—હું તો છું પ્રેમની યોગી;
અરે ! યોગી—હૃદય ભોગી—હું તો છું સ્નેહની યોગી.
કહું કોને અરે મ્હારી કરમની આ દુઃખી કહાણી !
થયું શુ ને થશે શું તે ! ન જાણું કાંઈ આવારી.
દુઃખી સંસાર મ્હારો આ, દુઃખી સંન્યાસ મ્હારો આ,
નહીં સુખ ક્યાંઈ હું દેખું, ન સંસારે ! ન સંન્યાસે.
ઉપાસક પ્રેમની હું તો, સદા રહું પ્રેમમાં રાજી.
હૃદયડું પ્રેમને ન્હાતું, છતાં રહું છું સદા પ્યાસી !

તજી છે પ્રેમીએ જ્યારે હૃદય રડતું સદા ત્યારે,
નહીં ખપ નાથ મ્હારાને, પછી ધારી જીવન શાને ?
નહીં ધારૂં ! નહીં ધારૂં ! દુઃખી આ દેહ નહીં ધારૂં.
અરે શાને ? અરે શાને ? પછી ધારી જીવન શાને ?
જિગરથી ચાહું હું જેને, વધુ મુજથી ગણું, તેણે—
તજી ત્યારે હવે શાને રહું સંસાર વેરાને ?
હવે સંન્યાસ આ ધાર્યો ધરી કફની જયહાં અંગે,
કહો ત્યારે હવે શાને, રહેવું સ્વાર્થની સંગે ?
ભલે ! રણમાં, વસી વનમાં, જીવન મ્હારૂં બધું ગાળું !
ગણી ખોટો—સદા ખોટો ! સકલ સંસારને જૂઠો !
અરે યોગી ! વિયોગી હું, સદા છું પ્રેમની યોગી
નહીં યોગી ! સદા યોગી, સદા સંન્યાસિની હું તો.

( સૌ. કાન્તા )

---

૬૬. પહાડી, કવ્વાલી. દાદરો.

એક જવાલા જલે તુજ નેનનમાં
રસજ્યોત નિહાળી નમું હું નમું.
એક વીજ ઝલે નભ મંડલમાં
રસ જ્યોત નિહાળી નમું હું નમું. ( ધ્રુ૦ )
મધરાતના પહોર અઘોર હતા,
અન્ધકારના દોર જ ઓર હતા,
તુજ નેનમાં મોર ચકોર હતા રસજ્યોત. ૧.
અહા ! વિશ્વનાં દ્વાર ખૂલ્યાં ઉછળયાં,
અહા ! અબધૂતને બ્રહ્મયોગ મળયા
અહા ! લોચન લોચન માંહીં ઢળયાં, રસજ્યોત. ૨.
દૃગબાણથી પ્રારબ્ધ લેખ લખ્યો,
કંઇ પ્રેમીએ પ્રેમપથી પરખ્યો,
અને આત્માએ આત્મનને ઓળખ્યો. રસજ્યોત. ૨.

( કવિ ન્હાનાલાલની જયા. )

---

૬૭. જીલ્લો, તાલ, ગજલ–પશ્તો.

દીનાનાથ દયાલ નટવર હાથ મ્હારો મૂકશો માં,
હાથ મારો મૂકશોમાં ( ૨ ) દીનાનાથ. ( ધ્રુ. )

આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડ્યો છું,
ચૌદ લોક નિવાસ, ચપલાકાન્ત, આ તક ચૂકશો માં. દી. ૧

* * *

માત, તાત, સગાં, સહોદર, જે કહું તે આપ મ્હારે,
હે કૃપામૃતના સરોવર દાસ સારૂ સૂકશો માં. દી. ૨
શરણુ **કેશવ ભાલનું** છે; ચરણુ હે હરિરામ તારૂં,
અખિલનાયક આ સમય ખોટે મશે પણ ખૂટશોમાં. દી. ૪.

---

૬૮. ( ગઈ યેક બેક જો હવા પલટ એ રાહ )

દિલદારનાં દર્શન વિના બીજું મને ગમતું નથી,
પુતળી પઠે નજદીકમાં, બેઠા વિના ગમતું નથી.
મુખચન્દ્ર ઓપે ઝળહળી, ઝરતું સુધા જ્યાંથી વહી,
તે મુજ ચકોર ગરીબને, પીધા વિના ગમતું નથી.

* * *

છો માહરા નોંધે ગુન્હાઓ, નિંદકોનો દફ્તરી,
પણુ મસ્ત તુજ દરબારમાં, આવ્યા વિના ગમતું નથી,

* * *

શો સ્વાર્થ બુલબુલને ગુલાબી રંગમાં આવી વશ્યો ?
એને ઘડીભર રંગ તે, જોયા વિના ગમતું નથી,

* * *

પ્રતિ રાત્રિ ભર તુજ ભ્રાન્તિમાં, પોકાર **બાલ** ઊંડા કરે,
ગમતું નથી ગમતું નથી, આખું જગત ગમતું નથી,

**( સ્વ૦ કવિ બાલ )**

---

૬૯. ગજલ, તાલ પશ્તો—ગજલ કે દાદરો,

ઉતારના કંઇ પ્યાર એ, દિલદાર સબર લે,
ગમખ્વાર જીગર ખ્વારની, કંઈ યાર ખબર લે.
ગલિસ્તાનમાં હેરાન છે, મસ્તાન આ બુલબુલ,
ભર પ્યાર નથી યાર, વફાદાર ખબર લે.

* * *

કરી પ્રેમ કશો નેમ ઉરે કેમ ધારીએ,
કરનાર સુગમ પ્યાર બેશુમાર ખબર લે.

પિયુને સુખે સુખ, ને દુખે દુખને ન જે ગણે,
નથી પ્યાર કુલાચાર સમજનાર ખબર લે.
મુજ ઉરનાં ભરપૂર આંસું પૂરને હસે,
સરદાર પુર ગમારના સરદાર ખબર લે.
રસનો વિજોગી ભોગી રોગી પ્રેમપંથનો,
રસ સારના રમનાર પ્રાણાધાર ખબર લે,
ગતિ ન્યારીથી વિહારી રહયો હારી હારી બાલ,
લાચાર છું લાચાર જુલમગાર ખબર લે.

( સ્વ૦ કવિ બાલ )

---

૭૦. ગજલ. તાલ મિશ્રજાતિ એક તાલ.

શૃંગાર કે સૌન્દર્ય, રસ કે પ્રીતિ હૃદયે છે નહિં,
વૈરાગ્ય વાધ્યો ઊરમાં ને સ્નેહ જ્યોતિ ઈશની.
મ્હારે હવે સંસારમાં શું સ્નેહથી છે શોધવું ?
ચિન્તામણી આ દેહથી ચિન્તામણી હું મેળવું.

* * *

મનુષ્યો તણી જગ સફર ઊભી હું કિનારે જોઉં છું,
ડુબી ગયાં, કો ડુબતાં, ડુબી જશે, હું રોઉં છું.
ડુબ્યાં ઘણાં, ડુબે ઘણાં, ડુબી જશે આ દુનિયા,
તોપણ, અરે રે ! રંક જીવો હું પણું નહિં ત્યાગતાં.

* * *

( સૌ. જ્ઞાનમણી )

---

૭૧. રાગ, ઝીંઝોટી, ત્રિતાલ.

પ્રાત થયો યદુનંદન જાગો, અલખ હવે લખ થાઓરી.
પ્રાત થયો યદુનંદન ( ધ્રુ૦ )
રજની ગઇ દિન આવી ઉભો છે, વાટ જુએ પ્રભુ જાગો રી—પ્રાત૦ ૧
હળવે હળવે તારા થાતા અસ્ત, ઉગે છે ભાનુ રી— પ્રાત૦ ૨
પ્રકટની ભક્તિ પ્રકટે જ્યારે પ્રકટે સુંદરના સાનુ રી— પ્રાત૦ ૩
યાદવ વંશતણા રવિ કેરાં દર્શન આ રવિ કરતો રી— પ્રાત૦ ૪
હૃદય કમળ કે કમળ જ વિકસે ? વિષ્ણુદાસ નહી કળતો રી— પ્રાત૦ ૫

( સરસ્વતિ ચન્દ્ર. ભાગ ૩ )

---

૭૨. ઝીંઝોટી, ત્રિતાલ

મુજજીવન આ પ્રભુ તુંથી ભરૂં, બલદે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિષે વળી આત્મ વિષે, જડ ચેતનમાં પ્રભુ વાસ વસે, ૧.
મુજ રક્ત વિષે, મુજ નાડી વિષે, મુજ દૃષ્ટિ વિષે, મુજ વાણી વિષે,
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે, પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિષે, ૨.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં, પ્રભુ વ્યાપિ રહ્યા મુજ અંતરમાં;
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું, બન પ્રેરક ચાલક શાસક તું. ૩.
ધરીને ઉરમાં રસની પ્રતિમા, નહિં ઉન્નતિનો સ્થિર છે મહિમા,
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે, અનુસાર જ ચિત્ર પછી ચિતરે, ૪.
જયમ ચિત્રક એ મન-મૂર્તિ વડે, બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે,
ત્યમ જીવનના પટની ઉપરે, મુજ લેખન તે તુજ સાક્ષી પુરે. ૫.
પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં, કૃતિઓ બધી ત્વ-મય હો જગમાં,
મુજ વર્તનથી છબી જે બની રહે, તુજ ઉજ્વલ રૂપની ઝાંખી દિયે. ૬.

(રમણભાઈ)

---

૭૩. કાફી. દીપચંદી.

ગગને આજ પ્રેમની ઝલક છાંઈ રે, (૨).
પૃથ્વી રહી છવાઈ, પરવતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઈ રે, ગગને આજ. ૧.
ભૂત ને ભવિષ્ય ગયા, વર્તમાન સર્વ થયા
એકમાં અનેક રહયારે- ગગને આજ. ૨.
કીડીથી કુંજર સુધી, ગળી ભેદબુદ્ધિ ઉંધી,
વાટડી અભેદ સુધી રે- ગગને આજ. ૩.
વાદ ને વિવાદ ગયા, ઝેર વિખવાદ ટળ્યા,
જુદા સહુ ભેગા મળ્યા રે, ગગને આજ. ૪.
વ્રત જોગ, તપ, સેવા, જુઠા છે પ્રસાદ મેવા
પંડિતો વેદાંતી તેવારે- ગગને આજ. ૫.
ધન્ય ભાગ્ય તેનાં જેણે, પ્રેમ પી નિહાળયો નેણે
સુખને શું કે'શે વેણે રે- ગગને આજ. ૬.
સાંભળશે કોણ કે'શે, શા થકી વખાણી લેશે,
ન કહયે કહેવાઈ રહેશે રે- ગગને આજ. ૭.
પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે-- ગગને આજ. ૮.

---

૭૪. કાફી, હોરી, તાલ દીપચંદી.

અમે તો આજ તમારા બે દિનના મહેમાન,
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન
અમે તો આજ તમારા૦ (ધ્રુ૦)
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન,
પાછા કોઈ દિને નહીં મળીએ, ક્યાં કરશો સનમાન ! ૧.
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન,
સંપી સદગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન. ૨.
લેશ નથી અમને અંતરમાં માન અને અપમાન,
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન. ૩.
**કેશવ** હરિયે કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન,
તત્ત્વે તાન રહે છે તેને, થાય ન જરીયે જાન. ૪.

---

૭૫. રાગ કાફી, તાલ દીપચંદી.

વિચારી ચાલ સખા તું યૌવનના દિન ચાર.
ચિત્ત વિષે નહિં ચેત ચતુર જો, તો દુઃખ થાશે અપાર. વિ૦
સમય મળયો આ સરસ આજ તું લક્ષ લગાડ લગાર
પલ વીતી પાછી નહિં આવે, એ નિશ્ચય નિરધાર. વિ૦ ૧
મન ઈન્દ્રિય નિજને વશ રાખી, પુણ્ય પવિત્ર વધાર,
વર્ણાશ્રમના ધર્મ અને શુભ કર્મ વિષે કર પ્યાર. વિ૦ ૨
મેલ પ્રપંચ પાપને પડતાં, કર પરનો ઉપકાર,
કેશવ હરિનું શરણ ગ્રહીને, આ શુભ જન્મ સુધાર. વિ૦ ૩

---

૭૬. રાગ કેદાર, ત્રિતાલ.

રે મન કેવું અધમ અભાગી,
કેવું અધમ અભાગી રે મન કેવું૦ (ધ્રુ૦)
ભવ ભવ ભટક્યું તોપણ ભુંડા, ભવની ભુખ ન ભાગી, રે૦ ૧
વશ્ય છતાં સાધન સઘળું પણ, તન, બલ, બુદ્ધિ ત્યાગી,
હીરો હાથ ચડેલો હાર્યું, લાજ લગાર ન લાગી. રે મન૦ ૨
ભૂલ્યું તું ભગવાન ભજનમાં, રામાદિકમાં રાગી,
ધન યૌવન માયાના મદમાં, જોયું કાંઈ ન જાગી. રે મન૦ ૩
આધિ વ્યાધિ ઉપાધિ વધારી, ઠગ ઠોકર બહુ વાગી;
**કેશવ** હરિની કૃપા પામીને, હાય થયું ન સુહાગી રે મન૦ ૪

૭૭. જીલ્લો કાફી, દાદરો.

તારવા તમે પ્રભુ સમર્થ છો, જેવો છું તેવો. તારવા. ( ધ્રુ૦ )
અવગુણ દોષો મહાન, નાથ છે અપાર મ્હારા,
દયા કરી તારો તો તારવા સમર્થ છો. તારવા. ૧.
યોગ્યતા નથી તથાપિ આશ રાખું છું ત્હમારી,
દીન જાણી પાળો તો, પાળવા સમર્થ છો. તારવા. ૨.
મુક્તિ પદ માગવાની, હામ કેમ ચાલે મ્હારી,
કૃપા કરી આપો તો, આપવા સમર્થ છો. તારવા. ૩.
કરૂણા નિધાન નામ. નાથ છે તમારૂં માટે
પાપ, તાપ, કાપો તો, કાપવા સમર્થ છો. તારવા. ૪.

( ઈશ્વર પ્રાર્થના માળા ).

---

૭૮. રાગ ગારા જીલ્લા, દાદરો.

જ્ઞાન ધ્યાન ! પ્રભુમાં લાગ્યું, ( ૨ ).
વિશ્વરૂમ માંહીં, હૃદય વશ્યું, પ્રેમે ફસ્યું; જ્ઞાન૦
જ્ઞાન, યોગ સાધનથી, વિશ્વ નિરખી જોયું બધું,
સત્ ચિત્ વિભુ પ્રેમ સ્વરૂપ, બ્રહ્મ લસતું આંહીં,
આત્મજ્યોત માંહીં, પ્રભુમાં લાગ્યું, જ્ઞાન ધ્યાન૦

( બરવે ).

---

૭૯. ( બતાદે સખી કૌન ગલી ગયો શામ એ રાહ )

પ્રભુજી ત્હમે સાચા સંબંધી છો એક,
સાચા સંબંધી છો એક, પ્રભુજી. ( ધ્રુ૦ ).
એક સંબંધી આપ ખરા પણ,
સંબંધ વિવિધ અનેક— પ્રભુજી ત્હમે. ૧.
તાત માન્યા મ્હેં તો શ્રેય જ કરશો,
હિત કર પિતા હમેશ— પ્રભુજી ત્હમે. ૨.
જનની ગણું છું પ્રભો ! પ્રિય કારક છો,
વત્સલ માત ખરે જ— પ્રભુજી ત્હમે. ૩.

* * *

દીન બાળાએ લહયો સંબંધને,
રાખજો હવે તેનો ટેક— પ્રભુજી ત્હમે. ૪.

( સ્વ. સૌ. સુમતિ )

---

૮૦. રાગ જીલ્લો, તાલ દાદરો.

ધીરે ધીરે ધીરે ધીરે, ધીરે ધીરે ધીરે ધીરે ધીરે ધીરે,
ધીરે જીવન સિતાર ઝણઝણાવો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ વ્હાલાં ! રસ જમાવો ધીરે ધીરે. ધીરે૦ (ધ્રુ૦)
સ્નેહના તરંગ શ્વાસોશ્વાસ ઝીલો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ જગતને જગાવો ધીરે ધીરે. ૧.
અમીના તરંગ આંખે આંખ ઝીલો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ જગતને ઝુલાવો ધીરે ધીરે. ૨.
અભયના તરંગ રોમેરોમ ઝીલો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ જગને રસ ઝીલાવો ધીરે ધીરે. ૩.
તેજના તરંગ આત્મ પાંખ ઝીલો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ જગતને ઉડાવો ધીરે ધીરે. ૪.
ધીરે વ્હાલાં ! ધીરે ધીરે, ગાઓ ઘૂમો ધીરે ધીરે,
ધીરી ત્વરાએ જગન્નાથ જય ગજાવો ધીરે. ૫.

(લલિત.)

---

૮૧. રાગ જીલ્લો કાફી—પીલુ, તાલ દાદરો.

ઇશ આમ્રફળની શી દશા ? કૃપા કરો રે,
નવ અન્ય સુઝે કંઈ હવે ઉપાય
હો જગરાય ! ઈશ ! (ધ્રુ૦).
વિશ્વવાડી તણા માલીક માળી ત્હમે રે,
વૃક્ષ વિધ વિધ ત્યાં પ્રકટ કરો તાત,
ભલી ભાત. ઇશ ! ૧.

(સ્વર્ગસ્થ સૌ. સુમતિ).

---

૮૨. પીલુ, ત્રિતાલ.

ઉડી મન જા જગ બંધન તોડી. ઉડી૦
રાક્ષસી માયા, સ્વારથી કેરી,
મોહક જાળ વછોડી, હવે તો મોહક જાળ. ઉડી૦ ૧
ૐ તત્સત્ કેવળ નિર્ગુણમાં, દે નિજ રૂપ તું જોડી.
(હવે તો) દે નિજ રૂપ તું જોડી. ઉડી૦ ૨

(ગુજરાતી નાટક કંપની.)

---

૮૩. રાગ પીલુ. તાલ દીપચંદી.

( ઇસિ તન ધનકી કૌન બઢાઈ એ રાહ )

એક અનાદિ અનન્ત પ્રભુ તું, મધ્ય સદા વિલસંત પ્રભુ તું,
પ્રકટ પ્રકાશ સ્વરૂપ પ્રભુ તું, જીવન માંહય વસંત પ્રભુ તું.
જ્યાં નિશ દિન પરખાય પ્રભુ તું, ત્યાં અમને વિહરાવ પ્રભુ તું.
અદ્ભુત રમ્ય સુહાય પ્રભુ તું, તું મય અમને સુહાવ પ્રભુ તું.
એક તું એક તું એક પ્રભુ તું, ભવ્ય લીલા મહિં લલિત પ્રભુ તું.

( લલિત ).

---

૮૪. પીલુ તાલ, લાવણી, ચલતી.

આનંદ આનંદ આજ અમારે, વિનય વિવેકથી વસ્તુ વિચારે
હેય ઉપાદેય હોય હવ શું ? આ આપણું પારકું તું લવે શું ? આ૦ ૧
ધામ ધરા ધન દુઃખ ન આપે, એ નિજ રૂપના પ્રૌઢ પ્રતાપે. આ૦ ૨
પુત્ર કલત્ર કુટુંબ વગેરે. દુઃખદ દેખું નહિ કોઇ પેરે. આ૦ ૩
સાંભળું જોઉં જગતમાંહિ જે જે, હુંથી નહીં કાંઇ નોખું રહે તે. આ૦ ૪
હર્ષ અને શોક શેનો કરૂં હું, કયાં ભવસાગર શાને તરૂં હું. આ૦ ૫
બંધન મોક્ષ નહિં કાંઈ મારે, શું સાંભરે ને પડે શું વિસારે. આ૦ ૬
બ્રહ્મ વિલાસ રમું હુંજ તેમાં, હોય અચંબો નહિં કાંઇ એમાં. આ૦ ૭
તાપ ત્રિધા તન કેમ તપાવે, કોણુ કહો રાગ રોષ કરાવે. આ૦ ૮
ભૂલ વડે હાય વોય વધારી, જાણુ થયું આજ જોતાં વધારી આ૦ ૯
કેશવ અંતરયામી પ્રતાપે, વિશ્વવિલાસ સદા સુખ આપે આ૦ ૧૦

---

૮૫. રાગ ધનાશ્રી, ત્રિતાલ.

ભક્તિવડે વશ થાય, જગતપતિ, ભકિત૦ ( ધ્રુ૦ )
જો ઇશ્વર વશ થાય નહિં તો, જન્મ મરણ નહિં જાય, જગત૦ ૧
ભકિતવડે ભગવાન સદા વશ, નિગમાગમ પણુ ગાય, જગત૦ ૨
બળીયાના બળરૂપ દયાધન, નિર્બળ થઈ બંધાય, જગત૦ ૩
સંકટ સેવક પર આવે તો, ત્યાં ધરણી ધર ધાય, જગત૦ ૪
ભકતાધીન દયાનિધિ ભૂધર, ભકિત વિના ન પમાય, જગત૦ ૫
અજામીલ, નારદમુનિ, શબરી, કયાં ગણિકા, ગજરાજ, જગત૦ ૬
કેશવ પ્રભુના ભકિતતણા ગુણ, એક મુખે ન ગણાય, જગત૦ ૭

---

૮૬. રાગ દરબારી કાનડો, ત્રિતાલ.

ચઢી આવ્યાં વાદળ કાળાં, ગરજે વરસે ચઢીને ઉતરે,
વિધ વિધ વિદ્યુતવાળાં. ધ્રુવ૦
મોર પપીહાને હરખાવે, તરસાવે વિરહી વામા,
મૂશળ ધારાને વરશાવે, રસપ્રદ પૂર્ણ રસાળાં. ચઢી૦ ૧
અંજન વર્ણ કરે નભ આખું, ગંજન કંજ સમૂહ કરે,
શીત પ્રભંજન કરે સદા રંજન, અભિસારીણી બાળા. ચઢી૦ ૨
નિજ બળથી રવિ રશ્મિ ઢાંકે, કરે દિવસ માંહીં રજની,
ખલ્ક કરે ખદ્યોત પ્રભામય, કરી વન હરિત રૂપાળાં. ચઢી૦ ૩
( કવિ નથુરામ–કુમુદચંદ્ર. )

---

૮૭. રાગ કાફી અને સિંધુરાની મિશ્ર રાહ. તેવરો.

તમે સર્વથી મહાન, આપો રૂડું નીતિ જ્ઞાન,
આશ્રય આધાર સત્ય, રાખીયેં તમારો. તમે૦ ( ધ્રુ૦ )
પ્રભુ સત્વ ગુણમય, કરીયેં અતિ વિનય,
અલ્પજ્ઞ જીવોની સ્થિતિ, મનમાં વિચારો, તમે૦ ૧
અમે તો અશકત પ્રાણી, વધુ શું વદીયે વાણી
ક્ષમા વિના નાથ નથી ક્યાંહીં, નિર્વાહ અમારો. તમે૦ ૨
પાપ કર્મ પરહરો, વિઘ્ન સર્વ દૂર કરો,
મંદ છે અમારી મતિ, પ્રભુ તે સુધારો. તમે૦ ૩
( ઈશ્વર પ્રાર્થના માળા )

---

૮૮. રાગ અડાના કાનડા, ચોતાલ.

મંગલ સમય આજ, સ્મરીને જગાધિરાજ,
મળી ભકતનો સમાજ, સ્તુતિયો તમારી ગાય. મંગ૦
જગતંત્ર વિશ્વનાથ, સઘળો તમારે હાથ,
શકિત આપની અગાધ, સર્વ વસ્તુમાં જણાય. મંગ૦ ૧
સત્ કાર્યમાં સહાય, રહેશો તમે સહાય,
હરશો બધા અપાય, કરૂણાથી કાર્ય થાય. મંગ૦ ૨
પ્રભુનું પ્રભુત્વ જાણી, પ્રેમ ભકિત ભાવ આણી,
અમે સર્વ અલ્પ પ્રાણી, પ્રણમીએં જ લાગી પાય. મંગ૦ ૩
( ઈશ્વર પ્રાર્થના માળા ).

---

૮૯. સુરમલ્લાર, ત્રિપુટ.

ઘન ગગન ચઢી કરે ઘોર શોર.
ચપલા ચમકે નભ મહીં—
વન ગરજી રહીં કરે મોર શોર
ગભિર સ્વર નભ મહીં ઘુમે— ઘન૦ (ધ્રુ૦)
ઘનન નનનન મેઘ ગરજી,
સરર રરરર સરી પડે........................
અવની મહીં રસરાજ વરસે,
જીવન જીવજગ મહીં ભરે— ઘન૦ ૧.
(બરવે)

---

૯૦. અડાણા કાનડા. સુલફાક તાલ.

સરગમ સહુ ગાય, સંગીત વશ થાય. સરગમ. (ધ્રુ૦)
સુમધુર કરી નાદ, સુકવિત સહ રાગ,
કરી વશ સહુ ભાવ, સરગમ સહુ ગાવ. સરગમ. ૧.
સમ કલ દઇ તાલ, સ્વરતણી કર માલ,
ધર પ્રભુ શુભ ધ્યાન, નિજતણું કર જ્ઞાન. સરગમ. ૨.
(બરવે.)

---

૯૧. વાગીશ્વરી કાનડા, ત્રિતાલ.

આજ હજી રહી ભરત ભૂમિમાં,
યુકિત એક અનુપમ છે.
જ્ઞાન દાન કરી દેશ કેળવે.
માતૃભકિત કરી, મોક્ષ મેળવે. આજ૦ (બરવે.)

---

૯૨. સારંગ. તાલ દાદરો

પ્રેમ હીંચકો રે અમર વેલડીની માંહય,
અમર વેલડીની માંહય (૨). પ્રેમ૦ (ધ્રુ૦)
વિજળી જયમ ગગન માંહય, કવિતા કવિ નયન માંહય,
એમ હીંચી હૃદયમાંહય, પ્રેમરાય (ગીત) ગાય,
પ્રેમ હીંચકે રે હૃદય વેલડીની માંહય.
હૃદય વેલડીની માંહય (૨) પ્રેમ૦ ૧.
(કવિ ન્હાનાલાલની જયા)

---

૯૩. સારંગ, તાલ દાદરો.

વીજ ચમકે રે વીજ ચમકે, મીઠા મેહુલાંની માંહ્ય. ( ૨ ) વીજ ચમકે,
અંબર ગરજેરે અંબર ગરજે, સ્નેહ સૃષ્ટિની માંહ્ય. વીજ ચમકે. ( ધ્રુ૦ )
રસથી વ્યોમ ઊભરાય, મીઠો મેહુલો છવાય,
અભ્ર અભ્રને અંગ, આનંદ જામે અભંગ
દિશા અન્તો બધાય, પ્રસન્ન શાંત તે દેખાય
અંગ મ્હારાં રે અંગ મ્હારાં, ઝુકે પ્રસંનતા માંહ્ય. વીજ ચમકે૦ ૧
થંભે ઉદધીનું અંગ, થંભે સરિતના તરંગ,
ઝાડ પાન શૈલ શૃંગ, થંભે ઊર્વી અંગાંગ,
જડ ચૈતન્ય અંતરીક્ષ, દશે જામી જાતી દીશ,
ઊર થંભે રે ઊર થંભે, હવે ધૂન ના શમાય. વીજ૦ ૨
મેહુલો આભે ગર્જંત, ઘોષ ઊર્વી ઝીલંત,
ઝીલંત અનિલ અંગે અંગ, ઝીલત ઉદધીના તરંગ,
ઊઠ્યાં ગરજી ઝાડ પાન, સરિત સરવર ચોગાન,
ઊર ગર્જીરે ઊર ગરજી, ઉઠયું આનંદની માંહ્ય. વીજ૦ ૩
વૃક્ષ વૃક્ષ ડાળે ડાળ, મળે પર્ણું પર્ણું ફાલ,
ચંચે ચંચુ પાંખે પાંખ, વિહગ જોડતાં અંગાંગ,
સરવર ઉર્મી ઉર્મી એક, મેળવે અંગ શાં અનેક,
ઊંડે ઊરે રે ઊંડે ઊરે, ઊર્મી ઊર્મી ભળી જાય, વીજ૦ ૪
**(કવિ ત્રિભુવન પ્રેમશંકરનું એક અપ્રસિદ્ધ રસવૃષ્ટિ નામનું કાવ્ય.)**

---

૯૪. રાગ, સારંગ, વસંત કે લલતમાં ગવાશે ત્રિતાલ.

હે માધવ મેઘ કેમ હજી આ ચાતકને તરસાવો ?
અતિ તાપ વડે, કરૂણા વારિ હવે હેતે વરસાવો. હે ( ધ્રુ૦ )
ચો તરફ પવન ઊના ફુંકે, આ તન-મન કંઠ સહિત સૂકે,
અતિ કઠણ થયા છો કંઈ ચૂકે, હે માધવ મેઘ. ૧
વરસ્યાનો જાય સમય વીતી, એ નાથ નથી ઉત્તમ રીતી,
ભલપણ કરવામાં શી ભીતિ, હે માધવ મેઘ. ૨
બીજે બહુરૂપ બની ગાજો, આ લાયક ઠેકાણે લાજો,
નિજ ધર્મ વિચારો તો ધાજો, હે માધવ મેઘ. ૩
કેશવ હરિ ચિત્ત તમારામાં, તમ વડિયે સુખ સુત દારામાં,
નહિ બોધ કશોય બીચારામાં, હે માધવ. ૪.

---

૯૫. રાગ સારંગ, તાલ દાદરો.

જ્ઞાન વિલસે રે, જ્ઞાન વિલસે, સકળ ત્રિભુવનની માંહ્ય, જ્ઞાન વિલસે,
જ્ઞાન વિલસે રે, જ્ઞાન વિલસે, અનુપ આત્મ જ્યોત માંહ્ય, જ્ઞાન વિલસે.(ધ્રુ૦)
અનુપ આત્મનો વિલાસ, (તે) અલખ જ્ઞાનનો પ્રકાશ,
જ્ઞાનથી કળા વિલાસ, ત્યાંજ લક્ષ્મીનો ઉજાસ,
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, જ્ઞાન કળાનો પ્રકાર,
જીવ સર્વે રે, જીવ સર્વે, જ્ઞાનદ્રવ્યથી સસાર. જ્ઞાન વિલસે૦ ૧
જ્ઞાન લક્ષ્મીની જોડ, મળે જગતમાં અમોલ,
અરસ પરસ સ્હાય થાય તોજ કળા ઉદય થાય,
નૂતન કળાનો પ્રસાર, કરવો હોય જો અપાર,
લક્ષ્મીવાને રે, લક્ષ્મીવાને, જ્ઞાનીનેજ થવું સહાય. જ્ઞાન વિલસે૦ ૨
કલા અંધ, જ્ઞાનપંગ, લક્ષ્મીથી બને સુસંગ,
જ્ઞાનવાન લક્ષ્મીવાન, પરસપર મળે સમાન,
અંધ પંગુ ન્યાયે કાર્ય, કરી દ્રવ્ય બધા સ્હાય,
(તો) લક્ષ્મીવાને રે, લક્ષ્મીવાને, જ્ઞાન દાનથી દેવી સ્હાય. જ્ઞાન વિલસે૦ ૩
સુરસ દાન જ્ઞાનદાન, બ્રહ્મયજ્ઞની સમાન
કરવી હોય બ્રહ્મ સેવ, જ્ઞાનદાન દો તત ખેવ,
કરવો દેશને સનાથ, ધનીકો લંબાવો હાથ,
જ્ઞાન અર્પી રે, જ્ઞાન અર્પી, ધરવી મોક્ષની જ રાહ. જ્ઞાન વિલસે૦ ૪
(બરવે)

---

૯૬. રાગ રેનકી પુરિયા. ત્રિતાલ.

જે જનો સરસ ગીત ગાઇને,
ઈશ નામ મહીં લીન થાઇને,
જો ભજે સતત નીમ રાખીને,
તો મળે પરમ ભુક્તિ મુક્તિ તે,
(બરવે.)

---

૯૭. (પ્રમિતાક્ષરા.)

મુનિજનો સતત નાદ ધ્યાનમાં,
સતત લાગી રહી એકતાનમાં;
મનતણી સરસ વૃત્તિ મેળવે,
સરલ જુક્તિ થકી ભુક્તિ મેળવે.
(બરવે.)

૯૮. બીભાસ, ત્રિતાલ.

ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે,
ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે. ઉગે છે. (ધ્રુ.)
રજનીની ચુંદડીના, છેડાના હીરલા શા !
ડૂબે છે તારલા આજ ધીમે ધીમે— ઉગે છે. ૧.
પરમ પ્રકાશ ખીલે, અરૂણનાં અંગ ઝીલે,
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે }
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે } ઉગે છે. ૨.

**( કવિ ન્હાનાલાલની જયા ).**

---

૯૯. રાગ કલ્યાણ ત્રિતાલ.

સુસંગ નિત કરીયેં,
સુનમન દુરમતિ દુરગતિ દુઃખ અતિ કરશે,
નિરખી, નિરખી, નિશદિન પર હરીએ— સુસંગ૦
સમજ ફિરોજી સુખ શુભ સુખકર,
સુબુધ સુજન સહ ભવજલ તરીયેં **( સ્વ૦ કવિ ફિરોજ ).**

---

૧૦૦ કલ્યાણ. ત્રિતાલ.

શ્રીહરિ ઓમ્ વિનવી, શ્રીહરિ ઓમ્ વીનવીએ.
શ્રીહરિ સદા દીઓ, ભક્તિ પ્યારી–શ્રીહરિ,
સારી બુદ્ધિ શામ સ્થાપો મનહર નામી,
મૂર્તિ તારી સુંદર મન પ્યારી જે પ્રાણી સુખકારી
વિશ્વ સ્વામી–શ્રીહરિ ઓમ્. ૧.
ન્યારી કળા નાથ પેખી પ્રીતમ તારી, પ્રીતિ તારી
માઇ ન ગીરધારી છે જન અધહારી જો રે જામી.
શ્રીહરિ ઓમ્. ૨.

**( મોરબી નાટક કંપની )**

---

૧૦૧. કલ્યાણ–ત્રિતાલ.

સમરૂં દેવી મતિ ગતિ દીએ મા,
સરસ્વતિ મન વચ વસીરે, સમરૂં ( ધ્રુ૦ )
તું અનૂપમ ગણી ત્રિભુવન મહીં વિજયા
ભારતીમાં રસમય પદ રચે તનુજ રતિ દે, સમરૂં૦ ૧
દીઠી ઉત્તમ દયા મયુર વાહની બીરાજે,
વીણા ધરે, વિઘ્ન હરે, જય કરે, નીગમ ભણી છે, સમરૂં૦ ૨

( મોરબી નાટક કંપની ).

**૧૦૨.** ભૂપ કલ્યાણ. ( છાંડો છાંડોજી મોરી એ રાહ. ) તાલ દાદરો.

ગાઓ ગાઓજી ગીત રૂડાં ગાઓ
સહુ સાથ મળી તાલ માન આપી મન રીઝાવો.
સરસ ગીત, સરસ સાજ, સરસ રાગ ગાઓ.
એની સરસ રાગ ગાઓ. ગાઓ— ગાઓ૦
મનહર સહુ કાવ્ય કરી, પ્રભુ ગીત ગાઓ.
સરીગ, રીગપ, ગપધ, પધસ, ધસ રી,
હૃદય, હરણ, સરગમ લઇ ઇશિ અરપણ
શરણ રહી ગાઓ— ગાઓ૦

( બરવે. )

---

**૧૦૩.** ભૂપ કલ્યાણ—ત્રિતાલ.

અજબ ગજબ ઇશિ વિરહ પ્રજાળે,
ઉર વિંધ્યું જ્ઞાન ભક્તિ રસ ભાલે. અજબ૦
ઇશિ વિરહ પરવશ કરનારો,
જ્ઞાની યોગી ભાનનો હરનારો,
જ્ઞાન ગુમાન સહુ એ ગાળે ગાળે. અજબ૦ ૧
રસિક હૃદય ઇશિ વિરહે ધવાયું,
પ્રણયી હૃદય ફરતું રઘવાયું,
ઝૂલે ભક્તિ જ્ઞાનતરૂ ડાળે ડાળે. અજબ૦ ૨
વિશ્વ વિલાસો નિત્ય જોઉં અનુરાગે,
જગત વિલાસી ઊભો હસે દૃગ આગે,
અનુભવ શાંતિ પ્રસરી રહી વાળે, વાળે. અજબ૦ ૩

( બરવે. )

---

**૧૦૪.** ભૂપ કલ્યાણ, ઝપતાલ.

આજ મહારાજ જલ પર ઉદય જોઈને,
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે. આજ૦ ૧
સ્નેહધન કુસુમવન, વિમલ પરિમલ ગહન,
નિજ ગગનમાંહિં ઉત્કર્ષ પામે, પિતા !
કાલના સર્વ સંતાપ શામે,
નવલ રસ ધવલ તવ નેત્ર સ્હામે ! પિતા. આજ૦ ૧
જલધિ જલદલ ઉપર દામની દમકતી,
યામિની વ્યોમસર માંહ્ય સરતી,

કામિની કોકિલા કેલિ કૂજન કરે,
સાગરે ભાસતી, ભવ્ય ભરતી, પિતા !
સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી,
તરલ તરણી સમી સરલ સરતી ! પિતા ! આજ૦ ૨
( મણિશંકર રત્નજી ભટ્ટ ).

---

૧૦૫. હમીર કલ્યાણ ત્રિતાલ
સખી જો ખીલી વસંત બહાર ( ૨ ).
આજ તો આનંદ ન સમાય મુજ અંગ આ,
ઉપવન મનહરનાર, સખી જો ખીલી૦ ( ટેક ).
નવિન પલ્લવ સહુ વૃક્ષો ધારે,
અલિ ફુલ કલિ ચુમી, રીઝે અપાર, જો ખીલી૦ ૧.
શીતલ, મંદ સમીર સુગંધ સિંચે,
શુભ સર્વ સ્થળે નિરધાર જો ખીલી૦ ૨.
( વાંકાનેર નાટક કંપની )

---

૧૦૬. ખમાચ. દાદરો.
ગહન કુસુમ કુંજ માંહય, મૃદુલી મધુરી બંસી બાજે,
વિસરી ત્રાસ લોક લાજ, સજની આવો આવો રે— ગહ૦
ધારી ચારૂ નીલ વાસ, હ્રદય પ્રણય કુસુમ રાસ.
હરિણ નેત્ર વિમલ હાસ, કુંજવને આવો રે— મૃદુલી૦ ૧
ઢાળે કુસુમ સુરભી ભાર, ઢાળે વિહગ સુરવસાર,
ઢાળે ઈન્દુ અમૃત ધાર, રજત શી સુહાતી રે— મૃદુ૦ ૨
મંદ મંદ ભૃંગ ગુંજે, અયુત કુસુમ પુંજ પુંજે,
ફુટયાં સજની પુંજ પુંજે, બકુલ યૂથ જાતિ રે— મૃદુ૦ ૩
જુઓ સખી શામરાય, નયન પ્રેમ ઉછળી જાય,
અમૃત સદન વદન છાંય, નિંદતી શી ચંદ જો. મૃદુ૦ ૪

---

૧૦૭. રાગ ખમાચ—દાદરો.
પ્રથમ કરૂં હું નમન તે પરબ્રહ્મને,
આશા સહુ સફલ કરીને પ્રકટ દરશ દે છે, પ્ર૦ ( ધ્રુ૦ )
સુમતિ કરણ કુમતિ હરણ, દીન સુજન દુઃખ હરણ,
કરૂં હું નમન સુકૃતિ ભરણ; પ્રકટ સતત જે છે. પ્રથ૦ ૧
( બરવે. )

**૧૦૮.** ખમાચ—ત્રિતાલ.

સતત પ્રભુ તું ભજ નકી સુખધામને,
રામમાં કર મન વિરામ. સતત પ્રભુ તું૦
શુભ કરણી કરી મન તું પામ નિત્યે
સુધામ પદને, નિજરૂપ સમજી, સમજ પરબ્રહ્મ.
(બરવે.)

---

**૧૦૯.** રાગ ખમાચ—ત્રિતાલ.

દ્રગ રસભર મોરે દિલ છાઈ રહી,
(એજી) છાઈ રહી છલકાઈ રહી—દ્રગરસ. (ધ્રુ૦)
ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઈ,
પલક પલક અણુખાઈ રહી, „ ૧
પૂર્ણ ભરી મદ મંદ વિલાસિની,
નવિન સુધા વરસાવી રહી „ ૨
ભીતર બાહેર ઉપર નીચે
**મણિમય** મોદ મચાવી રહી „ ૨

---

**૧૧૦.** સોરઠ-દેશ, તાલ દાદરો.

ઓ અજર અમર રસધર હરિ
હૃદય જ્યોતિ આપો રે, જ્યોતિ અપો રે. (ટેક).
ઝગ ઝગ સહુ જગત થાય, થળ થળ વર કર ગુંથાય,
અકળ વિશ્વ વ્યાપો રે, જ્યોતિ આપો રે. ઓ૦ ૧
ભુવન ભુવન ગહન ગાય, જીવન વન સુધુન મચાય,
પુનિત ગાન થાપો રે, જ્યોતિ આપોરે. ઓ૦ ૨
નયન નયન ધન ભરાય, તિમિર મનગગન તણાય,
સકળ પડળ કાપોરે, જ્યોતિ આપો રે. ઓ૦ ૩
અતુલ વિપુલ રસ રળાય, પ્રણય ઝરણુ ચરણુ વ્હાય,
અલખ લઉં અલાપો રે, જ્યોતિ આપો રે. ઓ૦ ૪
પરમ રસ વિલાસ માંહ્ય, ઉર **પ્રકાશિકા** પમાય,
અદલ જપું જાપો રે, જ્યોતિ આપો રે. ઓ૦ ૫
**(મી. ખબરદારની પ્રકાશિકા).**

---

**૧૧૧.** દેસ. ત્રિતાલ.

મારી લાજ તમારે હાથે નાથ નિભાવજો રે,
દીનાનાથ દયાળ દયા અદભુત દર્શાવજો રે—મારી૦ ( ધ્રુ૦ )
સંકટથી સોસાઉં મુરારી, લેજો અંતર્યામિ ઉગારી,
હવે ગયો છું હારી બાપ બચાવજો રે— મારી૦ ૧.
કર્મ કઠણ માઠા ગ્રહ બેઠા, હાથ પડ્યા છે હમણાં હેઠા,
પરમેશ્વર ક્યાં પેઠા પણ પરખાવજો રે— મારી૦ ૨.
અહિત અને હિતમાં અણસમજું, કૃત્યા કૃત્ય વિષે શું સમજું !
ભજું તજું શું ? માધવ માર્ગ બતાવજો રે—મારી૦ ૩.
**કેશવ** હરિ હેતે સંભારૂં, પ્રભુપદ હોય હજી જો પ્યારૂં,
મંગલ કરવા મારૂં અંગદ આવજો રે— મારી૦ ૪.

---

**૧૧૨.** દેસ—ત્રિતાલ.

સદગુરૂ શરણ વિના, અજ્ઞાન તિમિર ટળશે નહીં રે,
જન્મ મરણ દેનારૂં બીજ, ખરૂં બળશે નહીં રે. સદ૦
પ્રેમામૃત વચ પાન વિના, સાચા ખોટાના ભાન વિના;
ગાંઠ હૃદયની જ્ઞાન વિના, ગળશે નહીં રે— સદ૦ ૧
શાસ્ત્ર પુરાણ સદા સંભારે, તન મન ઇન્દ્રિય તત્પર તારે,
વગર વિચારે વળમાં સુખ રળશે નહીં રે— સદ૦ ૨
તત્ત્વ નથી મારા તારામાં, સૂઝ સમજ નરતા સારામાં,
સેવક સુત દારામાં દીન વળશે નહીં રે— સદ૦ ૩
**કેશવ** હરિની કરતાં સેવા, પરમાનંદ બતાવે તેવા,
શોધ વિના સજ્જન એવા મળશે નહીં રે— સદ૦ ૪

---

**૧૧૩.** રાગ દેશ—તાલ દાદરો.

( કાહુ સોકન કે ઘર બાલમ રહ્યો, એ રાહ. )

દાદા, નૂતન વર્ષે, હરખ ભરિત દરશ કરીયેં રી.
સુમને નમન તુજ યશ ગુણ, મનન કરીયેં રી......દાદા૦
મંગલમય સુદીન આજ, હરષિત સહુ હિંદ આજ
બ્રિટન હિંદ કુશળ ચહે, દીર્ઘ જીવન રી......દાદા૦
અડગ હિંદ ભકત વીર, સબલ આત્મબલી સુધીર,
હિંદભકિત ઉપાદેય, સ્થાપીને સ્વરાજ્ય ધ્યેય,
બ્રિટન હિંદ તણું શ્રેય, બાંધું વરસ એ પ્રમેય,
સતત અગ્નિહોત્ર સમું, જાળવી રાખ્યું રી......દાદા૦

( અરવે. )

**૧૧૪** રાગ, સોરઠ. ત્રિતાલ માત્રા ૧૬.

ફુલની પાંખડી લ્યો પ્રાણ ! ઉરની એ અધૂરી લ્હાણ:
અમિમય આંખને અહેશાન, ફુલની પાંખડી લ્યો પ્રાણ.
સ્વજન સ્નેહનાં ઝરણાં રેલે, દિલ દરિઆવ અહો ! એ ઝીલે ?
પ્રાણ પાંદડી ખીલી રહે ત્યાં બીજાં શાં સન્માન ? ફુલ૦ ૧.
છલકાતા રસભાવ તરંગે, પ્રકાશ પરિમલ ઉછળે અંગે,
પ્રફુલ્લ આત્મકમળ ઉઘડે ત્યાં બીજાં શાનાં દાન ? ફુલ૦ ૨.
અનંત દલપર વ્હાલાં મ્હાલે, અમરવેલ સુરતરૂ સમ ઝુલે,
પ્રીતિ લક્ષ્મી પ્રભુમય પ્રકટે ત્યાં પ્રભુતાનાં રસપાન. ફુ૦ ૩.
દ્રષ્ટિયોગમાં મધુરૂં હસતાં વ્હાલ ઉમળકે અધુરૂં વિલસતાં, ।
રસિયાં જન કલ્લોલ કરે ત્યાં અધીનતાનાં તાન. ફુલ૦ ૪.
પ્રાણ સમાં પ્રિયજનને પરિચય, રૂમઝુમતું અમ જીવન રસમય,
એમાંની આ એકજ ફુલની પાંદડી લ્યો પ્રાણ,
ઉરની એ અધૂરી લ્હાણ, અમિમય આંખને અહેશાન. ફુ૦ ૫.

( લલિત )

---

**૧૧૫.** રાગ દેશ, તેવરો તાલ.

જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની,
આંસું મહીં એ આંખથી, 'યાદી ઝરે છે આપની. જ્યાં૦ ૧
જોઉં અહીં ત્યાં આવતી, દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી, નાજુક સવારી આપની. જ્યાં૦ ૨
તારા ઉપર તારાતણાં ઝૂમી રહયાં જે ઝૂમખાં.
તે યાદ આપે-આંખને, ગેબી કચેરી આપની. જ્યાં૦ ૩
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા,
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની. જ્યાં૦ ૫
જ્યાં જ્યાં મીલાવે હાથ યારો ત્યાં મીલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની ! જ્યાં૦ ૭
પ્યારૂં તજીને પ્યાર કોઈ આદરે ઝેલ્લી સફર
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની ! જ્યાં૦ ૯
જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું
જૂની, નવી ના કાંઈ તાજી એક યાદી આપની ! જ્યાં૦ ૧૦
ભૂલી જવાતી છો બધી લાખો કીતાબો સામટી
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની ! જ્યાં૦ ૧૧

( કલાપી. )

૧૧૬. રાગ દેશ, તાલ તેવરો.

એક દીન એવો આવશે. ( ધ્રુ૦ )
જ્યારે અમીઝરણા ઝરંતાં પૃથ્વીનેય પખ્હાળશે,
એક દીન એવો આવશે.
કલિકાળમાં પણ ભકત એવા, આર્ય ભૂમિમાં પાકશે
નિજ વીર્યથી પ્રભુ ભક્તિથી સૌ વિશ્વને સુખ આપશે. ૧
રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંઘ, પ્રતાપ ને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. ૨
પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા, આર્યાવર્ત્ત ઉદ્ધારશે. ૩
આત્મબળ પામી બધા, આ પુત્ર ભારત વર્ષના,
નિર્ભયતણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. ૪
આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દીવ્ય પ્રકાશશે,
દૃઢ સત્ય પર અજ્ઞાનીના અજ્ઞાનને ફિટકારશે. ૫
આ દુઃખ ને ભુખના પડે પોકાર ચારો દેશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ, મંદ મધુરા ચાલશે. ૬
અહિંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા ધર્મના,
પરદેશમાં જઈ આત્મના શુદ્ધ તત્ત્વને શિખડાવશે. ૭
પૂર્વે થયા નહોતા અને સ્વપ્ને ન તકર્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવને ઉતરાવશે. ૮
( મગનભાઈ ચતુરભાઈ બેરીસ્ટરના કાવ્ય ઉપરથી )

---

૧૧૭ ( ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે. એ રાહ )

નાથ ! સંતતણા સંત તું મહાન !
ત્હને તુજ ભક્ત પુકારે ! ત્હને તુજ દાસ પુકારે !
સંનિધાન સંનિધાન, નાથ આવે.
સંગ નાથ તણા સુખદ મળો નિત્યે,
ભંગ ના થશો જ પાપ વશી ચિત્તે
સર્વ જીવન મૂજ ભજન બનો સત્યે,
એક તું જ ! એક તું જ ! મધુરૂપ છે
અનૂપ, સૌખ્ય કૂપ, વિશ્વભૂપ
ગાઉં ખૂબ સ્તુતિગાન, ગાન, તું મહાન૦ ૧.
ત્હારૂં વિસ્મરણુ ન થાય કદી કાળ,
વસે ભક્ત હૃદય વિશ્વ–પ્રતિ પાળ,

ધરી દીપ, ભાવ યાચું, તુજ બાળ, તુજ સહવાસ, તુજ સહવાસ,
પુરે આશ, પામે નાશ, પાપ રાશિ, દીન દાસ, ત્હારી પાસ,
માગે દાન દાન, તું. મહાન૦ ૨.

( નરસિંહરાવ )

---

૧૧૮. રાગ દેસ—ત્રિતાલ.

મોંઘેરા મહેમાન, પધારો મોંઘેરા મહેમાન !
લૂખાં સૂકાં માન, પધારો મોંઘેરા મહેમાન !
ગરીબતણાં ઘર પાવન કરીઆં, આજ અહો ભાગ્ય જ ઊઘડીઆં
સ્વચ્છ કરી પાથરી ગોદડી આ, ગરીબતણું સન્માન. પધારો— ૧
શ્રમ હરવા ગંગાજળ લાવું, તુટેલ ખાટે સેજ બીછાવું,
પગ ચંપી, પંખેથી ઢોળું, વાયુ મળે વિશ્રાન્ત. પધારો.— ૨
ઊની ઉની ભાખરી જમાડું, છાશ મીઠી ને માખણ આપું,
ભાવતણાં ભોજનીઆં મારાં આરોગો પ્રિયભ્રાત. પધારો.— ૩
લૂખાં સૂકાં માન અમારાં, પણ પ્રેમે ભરપૂર અનેરાં,
તન મન ધન અર્પણ કરનારાં, દેશું હૃદયમાં સ્થાન. પધારો.— ૪

સુહૃદ. ( સુંદરી સુબોધ ).

---

૧૧૯. છાયાનટ. ત્રિતાલ.

મહા સુખકર મનહર વાટિકા, અગણિત પુષ્પ લતાથી પ્રફૂલિત,
ગહેરી તમાળ તરૂની ઘટા. મહા સુખકર૦
અતિ કોમળ નવકુસુમની ઉપર, ચઢી ચુસે મકરંદ મધૂકર,
વિવિધ પ્રકાર કરે મુખરીવર, પહેરી પરાગ તણા દુપટા.
મહા સુખકર૦ ૧.
કોકિલ, કોક, કપોતતણાં કુળ; કેલી કરે આનંદ ધરી ઉર,
ત્રિવિધ પવન તન તાપ કરે દૂર, શી મનોહારી છવાઈ છટા,
મહા સુખકર૦ ૨.

( કવિ નથુરામ સુંદરજી ).

---

૧૨૦. રાગ છાયાનટ. ત્રિતાલ.

કરૂં પ્રભુને હું પ્રણામ, પૂર્ણ પ્રેમ ધરીરે,
મન વાણી કર્મથી વિચરી—કરૂં૦ ( ધ્રુ૦ )
અચલ, અગોચર, ત્રિભુવન વ્યાપક. પ્રભુ છો અંતરયામી,
તુજ યશ મહિમા, ગુણ ગાવાને, વાણી પામે વિરામ—કરૂં૦

( ઈશ્વર પ્રાર્થના માળા. )

**૧૨૧** રાગ બીહાગ. તાલ દાદરો. માત્રા ૬

મંગલકાર સૃજનહાર છો જગતના,
દેવ કરવા અમ વ્હાર, વહેલા વળજો કિરતાર વિશ્વમાં,
કરૂણા અવતાર સાર, પરમ ધર્મ ધારનાર,—
પ્રણુત પાળ દીન દયાળ, શરણુ બાળ આણી વહાલ,
તરણુતાર હૈયા હાર આ...... (સસગમપની
ગરી સની ધપ) મંગલકાર સૃજન૦—

**( મોરબી નાટક કંપની. બુદ્ધદેવ. )**

---

**૧૨૨.** રાગ—બીહાગ—ત્રિતાલ.

સંકટ સર્વ હરો, ભવપતિ સંકઠ સર્વ હરો.
અપરાધો અતિશય મ્હેં કીધા, અનુગ્રહ પૂર્ણ કરો. ભવ૦ ૧
અનન્ય ભાવથી ઈચ્છું તમારો, આશ્રય એક ખરો. ભવ૦ ૨
કર જોડી હું વિનતિ કરૂં છું, પ્રભુ તે ચિત્ત ધરો. ભવ૦ ૩
કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે (પ્રભુ), પ્રેમલ ભક્તિ ભરો. ભવ૦ ૪

**( ઈશ્વર પ્રાર્થના માળા. )**

---

**૧૨૩.** રાગ કાલંગડો, ત્રિતાલ.

( કર યાદ ખુદા કો દંપર દં૦ એ રાહ. )

હરિ ! બાળ પુકારે વ્હાર કરો;
વ્હાર કરો અઘ સઘ હરો— હરિ !
અભિષ્ટ વર દેનાર ગણાયા,
કાં નવ દીન પર દૃષ્ટિ કરો— હરિ ! ૧
દુઃખ સમયે ભુલું ત્હને ઘડી ઘડી,
કાં નવ શિશુને હૃદય ઠરો— હરિ ૨
ગુંચવણુમાં ગુંથાઇ જાઉં છું,
કાં નવ મુજને મુકત કરો— હરિ ! ૩
વિસરૂં ક્ષણુ ક્ષણુ ત્હારી કૃપાને
કાં નવ પૂરો પ્રેમ ભરો— હરિ ! ૪

* * *

અન્ત પછી પણુ દીન બાળાને,
ચરણુ કમળે સ્વીકાર કરો— હરિ ! ૫

**( સ્વ. સૌ. સુમતિ. )**

---

૧૨૪. રાગ કાલંગડો. તાલ દાદરો.

જગતના નિવાસીઓ ! તજી દ્યો ઉદાસીઓ.
અભયના ઉપાસી હો, જય ધર્મ પ્યાસી હો. જગત૦
સત્ય બ્રહ્મયોગી હો, મસ્ત રાજયોગી હો,
સજ્જ કર્મયોગી હો, સેવના સુવાસો હો– જગત૦ ૧.
સ્વસ્થ સિદ્ધ જ્યોતિ હો, નિજાનન્દ મૂર્તિ હો,
શાંતિની વિભૂતિ હો, વ્હાલના વિલાસી હો. જગત૦ ૨.

(લલિત).

---

૧૨૫. કાલંગડો કે પ્રભાત. તાલ દાદરો.

સુકોમલ વ્હાલી ચંદ્રિકા, શું વ્યોમમાં છુપાઈ રહી !
જોને આ અનીલ અભ્ર જાય મંદ વિષે વહી, સુકો૦ ૧
શૈલ શૃંગ શૃંગ બાગ, કુંઝ વૃક્ષ વૃક્ષ કંઇ,
ક્ષેત્ર ક્ષેત્ર સ્થાન સ્થાન, ઉર્વી રંગમાં વહી. સુકો૦ ૧૮.
પુષ્પની સુવાસમાં પ્રિયાની વાસના લહી
એહને અનીલ નીજ અંગમાં લીયે ભરી— સુકો૦ ૨૩.
સરોજ સર નિહાળતો, ભરેલ ભૃંગ માલિકા,
પ્રિયાની આંખ માનોં અનિલ, ચલિત થતો ચિત્તમાં. સુ૦ ૨૬.
શૃંગના ઉછંગમાં રમંત કંઇક વ્હેળીયા
પ્રિયતણું સ્મિત શુદ્ધ માની, હર્ષતો એ હૃદયમાં. સુકો૦ ૨૭.
ત્યાં સરોજ દૃષ્ટિ તેહ ઊર્મી વેણી ઉપરે,
અનિલ વ્યગ્રતાથી રોમ, રોમ બ્હાવરો બને. સુકો૦ ૩૨.

**(કવિ ત્રિભુવન પ્રેમશંકરકૃત “ વિભાવરી સ્વપ્ન “ કાવ્યમાંથી)**

---

૧૨૬. રાગ ભીમપલાસી અને મુલતાની મિશ્ર. દાદરો.

મંદ મંદ સમીર લહરી, મધુ સુગંધ વહન કરે,
વન વન મહીં, મદભરી રવ, થનગ થનગ નૃત્યુ કરે—
મંદ મંદ સમીર લહરી૦
વિવિધ કુસુમ ગંધ ગ્રહી, મુદભર પ્રભુ પૂજન કરે,
પુનિત લલિત હૃદય ભાવ, પ્રભુ સનમુખ પ્રકટ કરે,

(બરવે.)

---

૧૨૭. ભીમપલાસી. તાલ દાદરો.

વિજય વિજય ભરતભૂમિનો સદા થજો,
વિમળ સકળ કળતણું બળ અમીત વાધજો. વિ૰
શિલ્પ કલ્પ વળી રસાયન યંત્ર ને કળા,
કરો ભરત ભૂમિ કીર્તિ પરમ ઉજ્વલા.
થાવ સર્વ દેશહિતની કૃતિજ સત્ફલા— વિ૰
રિદ્ધિ, સિદ્ધિ, બુદ્ધિ, શુદ્ધિ, ઘો મહેશ્વરા,
"પરમ મોક્ષગતિ કાજ યાચું શંકરા,"
થાવ સર્વ દેશહિતની કૃતિ જ સત્ફલા ! વિં૰

( નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી. )

---

૧૨૮. ટોડી અથવા ભૈરવી અથવા મુલતાની. ત્રિતાલ.

રે મન, માન કહ્યું તું મારૂં, માન કહ્યું તું મારૂં, રે મન૰ ( ધ્રૂ૰ )
મિથ્યા ધામ ધરા ધન યૌવન, માં કર મારૂં તારૂં; રે મન૰ ૧
જન્મ મરણનું કાલ વગાડે, પ્રતિદિન પ્રકટ નગારૂં. રે મન૰ ૨
નરતન રત્ન સમજતું શાણા, ભવ સાગરનું બારૂં- રે મન૰ ૩
વિનય વિવેક વડે સમજી લે, શું નરતું શું સારૂં; રે મન૰ ૪
**કેશવ** પ્રભુનાં પદપંકજને, પ્રાણ થકી કર પ્યારૂં, રે મન૰ ૫

---

૧૨૯. ( રાહ અને રાગ તાલ ઉપર પ્રમાણે )

પુણ્ય વિના ન પમાય, પરમ સુખ પુણ્ય વિના૰ ( ધ્રુ૰ )
પાપી પાપ કર્મ કરનારા, કેવળ દુઃખ કમાય. પર૰ ૧
કડવાં કેણ અન્યને કહેતાં, સુખકર કેમ સુણાય. „ ૨
બાવળ નિંબ બોરડી રોપી, કેમ ખજૂર ખવાય. „ ૩
પ્રીતે અમૃત પાન કર્યાથી, સત્વર અમર થવાય. „ ૪
કરતાં હરિ હરની શુભ સેવા, સાધન સર્વ પમાય. „ ૫

( કેશવ કૃતિ )

---

૧૩૦. માલકૌસ. દાદરો

ઉપાવણુ ચિત્તમાંહી પ્રીત છે સંગીત સદા,
પરમ પવિત્ર મોદ મિત્ર છે ખચીત સદા, ઉપા૰ ( ધ્રુ૰ )
જેના ત્રય ગ્રામ સુખધામ દે આરામ અતિ,
એક વીશ મૂર્ચ્છના તણી રસિક રીત સદા— ઉપા૰ ૧
શ્રુતિદ્વય વિષે શાંતિ દાન દે મહાન બની,
શ્રુતિ સમ બ્રહ્મ ભાન દે કરી અભીત સદા— ઉપા૰ ૨

સદા સ્વર સપ્તના સમૂહથી વિમોહ કરે,
જહાં ત્રય જાતિ શાંતિ રૂપ પ્રદાહીત સદા- ઉપા૦ ૩
ભરે ખટરાગ અનુરાગ સર્વ જાગ મહીં,
બન્યો બડભાગ્ય તે સંગીત સંગ પ્રીત સદા- ઉપા૦ ૪
(કવિ નથુરામ)

---

૧૩૧. માલકૌંસ. ત્રિતાલ.

ન જોય પ્રીતિ રૂપ ગુણ ધનને,
નજર લાગી ગઈ નજર પલક મહિં,
અવર ના ગમે પ્રેમી જનને— ન જોય. ૧
સરસ સરસ મણિ માણુક મૂકી,
હંસ ચાહે નિર્મળ મોતીને,
બળી મરે દીપક પર તોપણ,
રવિ ન થાય પ્રિય પતંગ મનને— ન જોય. ૨
(ગુજરાતી નાટક કંપનીના કવિ મૂળશંકર)

---

૧૩૨. રાગ પરજ. દાદરો

વંદું પ્રભુ સુંદરશામ, (૨)
જ્ઞાન પૂર્ણ હૃદિરામ, સકલ જગનું પરમ ધામ,
વંદિ થાઉં પૂર્ણ કામ-વંદું પ્રભુ૦
સચ્ચિદઘન ગુપ્ત જ્યોત, વ્યાપી જગે ઓત પ્રોત.
હૃદય અહત દિવ્ય જ્યોત, સકલ મલ જ તુરત ધોત.
(બરવે).

---

૧૩૩. આસાવરી, ત્રિતાલ.

શ્રવણુ પડે કોનું ગુણિયલ ગાન, (૨)
રતિભરે મતિ હરે ક્ષતિ કરે ઉરની,
મનહર મીઠી તાન- શ્રવણુ પડે—
૧ અંતરને ઉછળાવતું, ચળાવતું ચિત ચાલ
વિજય માલ સમ વાલીની, હરાવતું બલ હાલ,
જગાડે જોરથી સર્વ જહાન- રતિભરે— ૧
૨ બાણુ સમું બળ ધારીને પહોંચે અંતરપાર,
સાવ ઘાવ કારી કરે, બની તીખી તલવાર,
દીયે દિલડાંને દુઃખનું દાન, રતિભરે— ૨

* * * *

(કવિ નથુરામ)

૧૩૪ ( હાંરે સૈંયાં, પડું મૈ તોરે પૈયાં એ રાહ )
સાંભળ સજની, જઈ કોને કહું હું કથની
ગમ મુજને પડતીના વિશ્વની.
તન મનની ઉર્મીઓ ક્યાં જઈ કહાડું.
દિલ દરિયાનાં દ્વારો ક્યાં ઉઘાડું
ઉઘાડું ક્યાં જઈ સજની ! જઈ કોને કહું હું કથની !
દિન રજની, મુજ ઘટની, સહુ જગની. સાંભળ૦ ૧
જગ જનની અંબા કહે તે કોઈ બતાવે રે.
દિલ અગ્નિ બુઝાવું જઈ ત્યાંય
મુજથી જવાલા ના ખમાય,
મન મુંઝાય, બહુ અકળાય, દુઃખ બહુ થાય
શું કરૂં હાય. સાંભળ સજની ૨
( બરવે )

---

૧૩૫. રાગ ભૈરવી. તાલ લાવણી.
થયો પ્રેમ વશ પ્રભુ ત્હારા, તમે છો પ્રભુ જીવન ધારા રે,
તમે છો પ્રભુ માલિક મ્હારા રે. થયો૦
લગની લાગી પ્રભુ જ્યારથી ત્હારી, જીવન સફલ થયું મ્હારૂં;
બન્યું રસિક જીવન સહુ મ્હારૂં— તમે છો પ્રભુ૦ ૧
બાહિર જોયું, અંદર જોયું, જોયું ત્રિભુવન સારૂં,
એક તુજ વિણ સર્વ અંધારૂં— તમે છો પ્રભુ૦ ૨
મન મંદિરીએ મૂર્તિ મ્હેં જોઇ, ઓ પ્રભુ પ્રિયતમ મ્હારા,
વહી પ્રણય તણી રસ ધારા— તમે છો પ્રભુ૦ ૩
આત્મ ગાનની ધૂન મચાવું, અનાહત બીન બજાવું,
દૃગ રસભર નિત્ય નચાવું— તમે છો પ્રભુ૦ ૪
એક અનાદિ સ્વયં પ્રભ સ્વામિ
બ્રહ્મ સનાતન સાક્ષી, તે સાક્ષિતણો હું સાક્ષી,
સહુ જગ વસતું મુજ અક્ષી એ, ૫
( બરવે )

---

૧૩૬. રાગ વસંત. ત્રિતાલ.
સૌ મુજમાં મુજમાં મુજમાં રે, ( ધ્રુ૦ )
શાં કુસુમો ખીલતાં મધુરાં, શાં કુરંગ નાચે ભોળાં.
શાં હસતાં નદીયો નાળાં, શાં વરસે વાદળ કાળાં, સૌ૦ ૧
કરતા શું તારા ઝગમગ, બળતો શો સૂરજ ધક ધક.
શાં સજતાં ઉપવન બગીચા, ગાતી શુ કોયલ, મેનાં સૌ૦ ૨

વસતા શા લંડન પેરીસ, પૂજાતાં કાશી મક્કા.
ફરતા શું યોગી ઘર ઘર, થાતી શી પૂજા હર હર. સો० ૩
દોડે શી ગાડી ફર ફર, ચાલે શી બોટો ઝર ઝર,
છાતી શું આંધી સર સર, લઢતી શી ફોજે મર મર. સો० ૪
શા દર્શન, વેદો, મજહબ; શું ત્રિપિટક, કુરાન, બાયબલ,
બુધ, શંકર, ઈસૂ મહમદ; જે રહેવું સહેવું સહુનું, સો० ૫
તે કપિલ, કણાદ જ અફ્લાતુન, તે સ્પેન્સર, કેન્ટજ હેમિલ્ટન,
શ્રી રામ, યુધિષ્ઠિર, નટવર, શું વિક્રમ, શિવજી, અકબર. સો० ૬
છું આગળ, પાછળ, ઉંચ નીચ, છું ગુપ્ત પ્રકટમાં સહુ દિશ,
સૌ માશુક, આશુક, પ્રિયજન; સૌ જીવો ઈશ્વર ચિદ્દઘન.
સૌ મુજમાં મુજમાં, સૌ હું હું.

(બરવે)

---

૧૩૭. મનહર વૃત્ત. ગમે તે રાગ. ચૌતાલ.

(૧)

ન્યાય શાસ્ત્ર કથે છે તે પ્રકટ ઈશ્વરવાદ,
મીમાંસાના શાસ્ત્ર માંહે, કર્મવાદ કહ્યો છે.
વૈશેષિક શાસ્ત્ર વળી કાલવાદી છે પ્રસિદ્ધ
પાતંજલ શાસ્ત્ર માંહે યોગવાદ લહ્યો છે.
સાંખ્ય શાસ્ત્ર માંહે વળી પ્રકૃતિ પુરૂષવાદ,
વેદાંતના શાસ્ત્ર માંહે બ્રહ્મવાદ ગ્રહ્યો છે.
ગણેશ કહે છે છએ દર્શનોમાં વધ્યા વાદ
જેનું સ્વાનુભવ જ્ઞાન વાદમાં ન તે પડે.— ૧

૧૩૮. (૨)

प्रज्ञानमानंदं ब्रह्म એમ ઋગવેદ કહે
अहंब्रह्म अस्मि એમ યજુર્વેદ વદે છે.
तत्त्वमसि એમ સામવેદ જે વખાણુ કરે.
अयं आत्मा ब्रह्म એમ અથર્વણ બોલે છે.

એક એક વચનમાં ત્રણ પદ છે પ્રસિદ્ધ,
એહનો વિચાર કરી અર્થ તત્ત્વને ગ્રહે.
ચારે વેદો ભિન્ન ભિન્ન સર્વનો સિદ્ધાંત એક,
ગણેશ સમજી પોતે ચુપચુપ થે રહે. ૨

**૧૩૯.** ( ૩ )

જેને અને જેહતણી, પ્રતીતિ એ ત્રણ નથી,
જે વિના પ્રતીતિ નથી. તે પ્રતીત રૂપ છે.
બોધ માત્ર બોધ્ય જેના, ચેતન અલુપ્ત જ્યોતિ,
ત્રિપુટી પ્રકાશ્ય જેની, અદ્દભુત અનૂપ છે.
સંશય, પ્રકાશ, તમ, ખંડન, પ્રકાશ્ય સર્વ,
નિત્યનો જે નિત્ય ચિત્તનો તે ચિદ્દભૂપ છે.
નથી ઇચ્છા, ક્રિયા જેમાં, જે વિના ન તૃણ હાલે.
મન, વિશ્વમાંહે બ્રહ્મ, આતમા સ્વરૂપ છે. ૩

( બરવે ).

---

**૧૪૦.** આશાગોડી, મિશ્રજાતિ એકતાલ. માત્રા ૭.

હવે હંસ કર જૂદાં દૂધ પાણી, નિજ રૂપ બરાબર જાણી૦
ચાંચ કનકની, પાંખ કનકની, મધુર મનોહર વાણી
ઉજવળ વર્ણ વિશેષ વખાણું, પ્રાણ સરસ છે પ્રાણી. ૧
બક સારસનો સંગ તજી દે, અંતરમાં ભય આણી,
ઉત્તમ જન્મ જાતને કરમાં, ધર્મ તજી ધૂળધાણી. ૨
માન સરોવરમાં જન્મ્યો છે, ઉત્તમ કર્મ કમાણી,
**કેશવ** પ્રભુ મુક્તાફલ ચણતાં, મોજ ઘણી ઘણી માણી. ૩

---

**૧૪૧.** રામગ્રહી. દીપચંદી.

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતાજી પઢાવે, ૭
પાસે રે બંધાવી પોપટ પાંજરૂં, મુખે રામ જપાવે, પઢોરે૦
પોપટ તારે કારણ લીલા વાંસ વઢાવું,
તેનું રે ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રત્નથી જડાવું. પઢો૦ ૧
પોપટ તારે કારણ શીશી રસોઈ કરાવું,
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પીરસાવું. પઢો૦ ૨
પાંખ પીળીને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો.
**નરસૈંયાના** સ્વામીને ભજો, રાગતાણી રૂપાળો. પઢો૦ ૩

---

**૧૪૨.** પ્રભાતીયું. મિશ્રજાતિ એકતાલ. માત્રા. ૭

સુખ દુઃખ મનમાં ન આણીયે, ઘટ સાથે રે ઘડીયાં,
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં. સુખ૦
નળરાજા સરખો નર નહીં, જેની દમયંતી નારી,
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળે અન્ન ને પાણી. ૧

૧૪૩. પ્રભાતીયું. મિશ્રજાતિ એકતાલ માત્રા ૭.

જળ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે,
જાગશે તને મારશે કંઇ બાળ હત્યા લાગશે. જળ૦
કહે રે બાળક તું મારગ ભૂલ્યો, તારા વેરીએ તુજને વળાવીઓ,
નિશ્ચય તારો કામજ ખૂટયો અહિંઆં તે શિદ આવીયો.
જળ કમળ૦ ૧

---

૧૪૪. ભૈરવી. ચતુશ્ર જાતિ એકતાલ.

હું નિજ બ્રહ્મ રીઝાવું, બેસી ભજન ગુણ ગાઉં. (ધ્રુ૦)
ડાળી ન તોડું ન પત્તાં તોડું ન કોઈ જીવ સતાવું,
પત્ર પત્રમાં પ્રભુ વસે છે તેને માથું નમાવું. હું નિજ. ૧
ગંગા જાઉં ન જમુના જાઉં નહિં કોઇ તીર્થે ધાઉં,
અડસઠ તીર્થ વસે ઘટ અંદર, તેમાં ચોળી ન્હાઉં- હું નિજ. ૨
ઔષધ ખાઉં ન બૂટી ન ચાવું ન કોઈ વૈદ્ય બોલાવું,
પૂરણ વૈદ્ય મળયા અવિનાશી તેને નાડી બતાવું—હું નિજ. ૩
જ્ઞાન ધનુષ કસીને ઝાલું ધ્યાન કમાન ચઢાવું,
પાંચે ચોર વસે ઘટ અંદર તેને મારી ભગાવું,--હું નિજ. ૪
જોગી થાઉં ન જટા વધારૂં ન અંગ ભભુત લગાવું,
જે રંગ રંગે ખુદ વિધાતા તેજ સુરંગ ચઢાવું—હું નિજ. ૫
ચન્દ્ર, સૂર્ય, બે દીવા ઝગાવું, નિજ મન શય્યા સજાવું,
કહત કબીર સુણોભાઈ સાધુ, આવાગમન હઠાવું—હું નિજ. ૬
(કવિ મહારાણીશંકર શર્મા)

---

૧૪૫. (ગુણવંતી ગુજરાતની રાહ.)

આવો હસીએ મધુરાં હાસ્ય, વ્હાલાં ઝીલીએ સ્નેહ સુવાસ,
હસતાં મુખને હસતાં હૈયાં, હસતાં નયન ઉજાસ
ત્યાં તો સ્વર્ગ અને સુરજનનાં દર્શનને સહવાસ,
વ્હાલાં ઝીલીએ૦ ૧
હસી બોલાવે દીલ પધરાવે, ઝુલવે આત્મ વિલાસ;
ભય ચિંતા ભુલવે સ્મિત સોહન, ઉછાળાવે ઉલ્લાસ.
વ્હાલાં ઝીલીએ૦ ૨.
વસંત કુંજે કહાન બંસરી વિનોદ ગુંજન વાય
લલિત ચરિત જનને પુણ્યાલય, હર્ષોત્સવ ઉજવાય.
વ્હાલાં ઝીલીએ૦ (લલિત.) ૩.

૧૪૬. ગઝલ. કવાલીની રાહ.

હમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું,
ઉઠાવી ધર્મધ્વજ કરવામાં, કરીશું ગાન ભારતનું.
ધરી છે શીલની શેલી, ચ્હડાવી જ્ઞાનની કફની;
વિરક્તિ દંડ શિર મેલી, ઝીલીશું તાન ભારતનું.
જગાવી કષ્ટની હોળી, ઉડાવી ઇષ્ટની ઝોળી;
જમાવી સંતની ટોળી, ભરીશું ભાન ભારતનું.
ગયું જે જે હતું નબળું, રહ્યું તે સૌ થયું સબળું;
ભુલાયું વિશ્વ આ સઘળું, સ્વિકાર્યું જ્ઞાન ભારતનું.
ત્યજી છે લોકની લજ્જા, ત્યજી છે શાન્ત સુખ સજ્જા;
હમારાં માંસને મજ્જા, કર્યું કુરબાન ભારતનું.
નથી ધન માનની ઇચ્છા, નથી સંસારની વાંચ્છા;
નથી સુખ ભોગ આકાંક્ષા, ચહ્યું સન્માન ભારતનું.
હૃદયમાં પ્રેમલય જાગી, સમાધિ લક્ષમાં લાગી;
હમે ત્યાગી વિરાગી એ, લગાવ્યું ધ્યાન ભારતનું.
નસોમાં લોહી ભારતનું, શરીરમાં અન્ન ભારતનું;
મુખે છે ગાન ભારતનું, સ્વરોમાં તાન ભારતનું.
હમારા જન્મનું સાર્થક, હમારા મોક્ષની સીડી;
હમારા સ્વર્ગને માટે, ચ્હડે વિમાન ભારતનું.
ગગનમાં નાચતો ઝુંડો, જગતમાં વ્યાપતું ચેતન;
જીવનમાં જાગતો આત્મા, વિજય નિશાન ભારતનું.

( વસનજી દયાળજી ગણાત્રા કૃત બહારે વસંત ).

---

૧૪૭. ગઝલ. કવ્વાલી.

ચરાચરમાં ભર્યો છું હું, બધો સંસાર મ્હારો છે;
થરે થર પાથર્યો છું હું, બધો વિસ્તાર મ્હારો છે.
પવનની મંદ લહેરોમાં, વહું સૌગંધ રૂપે હું;
નચાવું ચેતના વૃક્ષો, જગત્ સંચાર મ્હારો છે.
ખિલું હું પુષ્પ થઇ વૃક્ષે, વસું હું માતની કુક્ષે;
લખું હું લાખને લક્ષે, બધે અધિકાર મ્હારો છે.
ગજાવી મેઘ માળાને, ડગાવી વિશ્વશાળાને;
જગત્ સૂતું જગવવાને, અજબ ટંકાર મ્હારો છે.
રચું ઊંચા ઉભા પહાડો, ઉગાડું પુષ્પ ફળ ઝાડો;
બનાવું રાતનો દહાડો, બધો એ કાર મ્હારો છે.

ધુમે છે સૂર્યમંડલ આ, હજારો મંડલો તેવાં;
ધરાને શેષ ધારે જ્યાં, તહિં આધાર મ્હારો છે.
ઉદયના મંત્ર ફુંકીને, રચું છું સૃષ્ટિઓ લાખો;
કરૂં પાછો પ્રલય ત્હેનો, અજબ વ્યાપાર મ્હારો છે.
બની હું બાદશાહ પોતે, પ્રજા સરજુ છું પોતાને !
જમાવું જાત પર સત્તા, જગત દરબાર મ્હારો છે.
બનાવી વીજના સંચા, ચલાવે લોક સંદેશા;
બધી એ બેટરીને સાંધનારો, તાર મ્હારો છે.
સ્રવી ઉરભેદી આલાપો, નિવારૂં તપ્તના તાપો;
અગમગમ ભાખનારોએ, અલખ સીતાર મ્હારો છે.
બની ગજરાજ ગાજું છું, બની મૃગ અગ્ર ભાગું છું;
જીવન મૃત્યુ બનું છું હું. છરો બે ધાર મ્હારો છે.
બનીને રામ કે વામન, થયો હું ભક્ત ભયભંજન;
નિરંજન નંદ–નંદન કૃષ્ણ પણ અવતાર મ્હારો છે.
પ્રકાશું ચન્દ્ર થઈ ગગને, પ્રજાળું સૂર્ય થઈ નગને;
રસું રક્તે રગે રગને, બધામાં પ્રેમ મ્હારો છે.
ઉગ્યો હું વૃક્ષ પાંદડીએ, હસ્યો હું પુષ્પની કળીએ;
વસ્યો ભૂમિ–ગગન–દરિયે, વસંતાગાર મ્હારો છે.

(વસનજી દયાળજી ગણાત્રા કૃત બહારે વસંત).

---

## કૃષ્ણબંસીનું અજબતાન.

૧૪૮. ગઝલ. કવ્વાલીની રાહ.

યશોદા નંદના લાલા, જીરા બંસી બજાવી જા;
રસીલા કાન મતવાલા, પ્રણય મંત્રો ગજાવી જા.
ગ્રહીને વેદની વીણા, કહીને મર્મ કંઈ ઝીણા;
સ્વરો આલાપીને તીણા, સુતી સૃષ્ટિ જગાવી જા.

* * * *

વિષયનાં ભાન ભૂલાવી, અજબ ઉરઝૂલે ઝૂલાવી;
શ્રવણ બ્રહ્માંડ ડોલાવી, ગગન પટને ગજાવી જા.
જીગર દુઃખ દર્દ હરનારા, પરમ સુખ શાન્તિ ભરનારા;
જગતને જીતનારા એ, મહા મંત્રો સુણાવી જા.
અચળ પદ દુર્ગ ચ્હડનારા, પ્રબળ રિપુ સાથ લ્હડનારા;
વિજયની માળ વરનારાં, સબળ શસ્ત્રો સજાવીજા.
હ્રદયની મસ્તીનાં મોજાં, ચ્હડે સિંધુ ત્યજે માઝા;

અલખનાં એ અજબ વાજાં, હૃદય કુંજે બજાવી જા.
બનાવી સૃષ્ટિને ગાંડી, પીટાવી પ્રેમની દાંડી;
નીચોવી સ્વાર્થની હાંડી, અભયરસ પીવરાવી જા.
ભુલાવી ભાન દુનિયાંનું, જગાવી જ્ઞાન આત્માનું;
મધુર મૂર્તિ બધે ભાળું, મને એવું શિખાવી જા.
સૂતાં, ઉઠતાં જતાં, ફરતાં, જગતનાં કાર્ય સહુ કરતાં;
રહે મૂર્તિ ખડી ઉરમાં, લગન એવી લગાવી જા.

**( વસનજી દયાળજી ગણાત્રા કૃત બહારે વસંત )**

**૧૮૯. પ્રતિજ્ઞા.** ( રાગ અને રાહ ઉર્મીને આધિન. )

તોજ હું આર્ય ઋષિ સંતાન.
તોજ હું હિંદમાત સંતાન—
હતું માતૃપદ જેવું પૂર્વમાં, સ્થાપું ફરી તે સ્થાન,
તોજ હું આર્ય ઋષિ સંતાન— ( ધ્રુ૦ )
બીજાને ટુકડા દેતી, પરટુકડે તેનો જાન;
કલંક એ ટાળી નિપજાવું, ફરી અહિં તેજ સમાન, તોજ૦ ૧
કાઢી નિંદિત પ્રથા દેશની, કાપી સર્વ અજ્ઞાન;
દેશ વિદેશ ફરી ફરી લાવું, વિવિધ કલા વિજ્ઞાન. તોજ૦ ૨
ધંધા વિણ ભૂખે મરતાં મુજ હિંદમાત સંતાન;
નવિન નવિન હુન્નર નિપજાવી, તેનું કરૂં પ્રદાન. તોજ૦ ૩
કર્મ એજ છે કાર્ય હમારૂં, ફળદાતા ભગવાન;
શ્રોતા અર્જુન નિપજાવું ઉપદેશક કૃષ્ણ સમાન તોજ૦ ૪
સર્વ બંધુનાં એક હૃદય કરૂં એક શબ્દ એક ધ્યાન;
સર્વ મુખેથી નીકળે એકજ માતૃભુમિ ગુણગાન. તોજ૦ ૫
જે હૃદયે તુજ વાસ નહિં તે હૃદય તણું શું કામ ?
ફાડી ફેંકી દે તેને તે પ્રકટાવું હનુમાન. તોજ૦ ૬
" ઉચ્ચનીતિ બતલાવી બનું હું રાજ્યભકત બલવાન્ "
" પૂર્વ અને પશ્ચિમનું કરૂં જો એકતાન, મન, પ્રાણ, "
" તોજ હું હિંદમાત સંતાન. " ૭
" બ્રિટન રાષ્ટ્રની સ્હાય થકી કરૂં ભારત સ્વર્ગ સમાન, "
" જ્ઞાન ભકિતનાં સાત્વિક કર્મો બતલાવું બલવાન્. "
" તોજ હું હિંદુ આર્ય સંતાન. " ૮
જેની આવી નથી પ્રતિજ્ઞા ધિક્ તારૂં અભિમાન
જન્મ્યો નવ જન્મ્યો તુજ ખોળે સઘળું એક સમાન,
નહિં તે હિંદ માત સંતાન, નહિં તે આર્ય ઋષિ સંતાન. ૯

## ભાગ ૨ જો.

# છંદ લહરી.

( ગુજરાતી સાહિત્યમાં વપરાતા **અક્ષરમેળ અને માત્રામેળ** વૃત્તોના માપ સહિત થોડાક નમુના. )

## અક્ષર છંદ ( અક્ષરમેળ વૃત્તો. )

---

૧. વિદ્યુન્માલા. અક્ષર ૮. માપ—વિદ્યુન્માલા મૂમૂ આણો.
ગેય. માત્રા ૧૬: ૪, ૮ કે ૧૬ માત્રાનો કોઈપણ તાલ.

**૧૫૦.** નાદબ્રહ્મા જે છે દેવા, તેની નિત્યે સેવું સેવા;
સંગીતોનો જે છે ધાતા, સર્વે આનંદોનો દાતા. ( **બરવે** )

---

૨. પ્રમાણિકા. અ૦ ૮. માપ—પ્રમાણિકા લરીર છે.
ગેય. માત્રા ૧૨: ૩, ૬ કે ૧૨ માત્રાનો૦ તાલ.

**૧૫૧.** જગત્પિતા પરાત્પરા, સમસ્ત પાપ સંહરા;
શરણ્ય સર્વ જીવના કૃપા કરો દયાધના. ૧
કુબુદ્ધિ દુઃખ કાપશો, વિશુદ્ધ જ્ઞાન આપશો;
હમારી એજ પ્રાર્થના, કૃપા કરો દયાધના. ૨
**( પ્રાર્થના માળા ).**

---

૩. માણવક. અ૦ ૮. માપ—માણવકે ભૂ યતિ ભૂ.
ગેય. માત્રા ૧૨: ૩, ૬ કે ૧૨ માત્રાનો૦ તાલ.

**૧૫૨.** ગા કવિતા પ્રીત કરી, નૃત્ય અને તાલ ધરી;
ભાવતણા રાગ કરી, છંદ અને ગાન કરી. ( **બરવે** )

---

૪. અનુષ્ટુપ્ ( વક્ત્ર ).—અ૦ ૮. પાઠ્ય.
માપ—પાંચમો લઘુ અને છઠ્ઠો ગુરૂ. ૧, ૩ ચરણમાં ૭ મો અક્ષર ગુરૂ
અને ૨, ૪ ચરણમાં ૭ મો અક્ષર લઘુ.

**૧૫૩.** **रविश्चन्द्रो घना वृक्षा । नदी गावश्च सज्जनाः ।**
**एते परोपकाराय । युगे देवेन निर्मिता ॥**

**અર્થ:**—સૂર્ય, ચન્દ્ર, મેઘ, વૃક્ષો, નદિઓ, ગાય અને સજ્જન પુરુષો એ બધાં યુગે યુગે પરોપકારને અર્થે દેવે નિર્માણ કરેલાં છે.

कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ (गीता).

કર્મ કરવા પુરતો જ ત્હારો અધિકાર છે. ફળ મળે કે ન મળે એ ત્હારા અખ્તીયારની વાત નથી. કર્મના ફળને, ભોગવવાના, હેતુ રૂપ (એટલે કે લોભી, સંગી) ન થા. તેમ કર્મો નહીં કરવા તરફ ત્હારી પ્રીતિ (સંગ, આસક્તિ) હોવી એ પણ ઠીક નથી. ૨–૪૭.

---

૫. ચંપકમાલા. અ૦ ૧૦. માપ–ચંપકમાલા ભૂ ણુ ભુ ગૂ છે.

ગેય. માત્રા ૧૬: ૪, ૮ કે ૧૬ માત્રાનો૦ તાલ.

૧૫૪. પાતક સર્વાધ્યક્ષ શમાવો, ઉન્નતિનો સન્માર્ગ બતાવો;
કોઈ નથી બેલી પ્રભુ મારો, આશ્રય મારે સત્ય તમારો. ૧
દર્શન દેશો નાથ તમારાં, મંગલ કાર્યો થાય અમારાં,
પાપ અમારાં કોણ નિવારે, શીઘ્ર તમે આવો મુજ દ્વારે. ૨

---

૬. ઈંદ્રવજા. અ૦ ૧૧. માપ–તાગૂ સિગૂ થી કર ઇન્દ્રવજા.

૧૫૫. સાહિત્ય સંગીત કલા વિનાનો, સાક્ષાત્પશુ પુચ્છ વિષાણ હીણો;
જીવે ન ખાએ પ્રિય ઘાસ તે તો, જાણો પશુનું સદ્ભાગ્ય છે જો.
(કેશવકૃતિ).

---

૭. ઉપેન્દ્રવજા. અ૦ ૧૧. માપ–ઉપેન્દ્રવજા લુયસીગુ થી છે.

૧૫૬. અપાદ છો તોય ગતિ કરો છો, કરો નથી તોય કરે ગ્રહો છો,
અચક્ષુ છો તોય તમે જુવો છો, અકર્ણ છો તોય તમે સુણો છો.
(પ્રાર્થના માળા.)

---

૮. ઉપજાતિ. અક્ષર ૧૧.

(૧ લું તથા ૩ જું ચરણ ઇન્દ્રવજાનું અને ૨ જું તથા ૪ થું ચરણ ઉપેન્દ્રવજાનું મળી આ વૃત્ત બને છે). પાઠ્ય.

૧૫૭. સંયોગમાં જે સુખ વસ્તુ દેતી, વિયોગમાં નાખતી તેજ શોકી;
સૃષ્ટિ લીલા વાડી ફુલો ફુવારા, અંગાર કેરી કરી અંગ ધારા.
(સ્વ૦ મણિલાલ. કાંતા.)

૧૫૮. અનાદિ ને અંત વિહીન જે છે, આ વિશ્વમાં વ્યાપિ સદા રહે છે.
આ વિશ્વનું કેવળ તે જ ધામ, પ્રેમે કરું એ પ્રભુને પ્રણામ.
(કેશવકૃતિ).

---

૯. દોધક વૃત્ત. અ૦ ૧૧. માપ—દોધક ભા દ્વય ભાગુ થકી જે.
ગેય. માત્રા ૧૬: ૪, ૮ કે ૧૬ માત્રાનો૦ તાલ.

૧૫૯. અયન વાદનથી જ હમેશે, નાદતરંગ દિલે સુખ દેશે,
રાગ સુમૂર્છન તાલ સુજાણી, કંઠ મનોહર કોમલ વાણી.
( બરવે ).

---

૧૦. લલિત. અ૦ ૧૧. માપ—લલિત વૃત્તમાં નૂલુગીર છે.
ગેય. માત્રા ૧૬: ૩ કે ૬ માત્રાનો૦ તાલ. દાદરો.

૧૬૦. સકળ વિશ્વના, નાથરે, તમે. શરણુ આવીને વંદીયેં અમે;
મનુષ અલ્પ તે શી કરે સ્તુતિ, ગહન તારિ છે રે પ્રભુ ગતિ.

---

૧૧. ભુજંગી. અ૦ ૧૧. માપ—ભુજંગપ્રયાતે લતા તાત ગાગા.
ગેય. માત્રા ૨૦: ૫ કે ૧૦ માત્રાનો૦ તાલ. ઝપતાલ.

૧૬૧.
ન ભૂમિ ન પાણી ન વન્હિ ન વાયુ, ન આકાશ કે ઇન્દ્રિયો કે ન સ્નાયુ,
નહિં શુકલ કે પીત કે રક્ત કૃષ્ણુ, અખંડશ્ચિદાનંદ તું શુદ્ધ પૂર્ણ. ૧
ન માતા પિતા કે ન તું દેવ વેદો, નહિં યજ્ઞ કે તીર્થના જે પ્રભેદો,
ન જાગ્રત તું સ્વપ્ન કે ના સુષુપ્તિ, નહિં તૂર્ય, તું સચ્ચિદાનંદ મૂર્તિ. ૨
ન શાસ્તા ન શાસ્ત્રો ન કે શિષ્ય શિક્ષા, ન તું ના અહં કે ન માયા સમીક્ષા,
નહિં એક કે તેથકી અન્ય છો તું, અખંડશ્ચિદાનંદ સત્તારૂપે તું. ૩
નહિં ઊર્ધ્વ કે નીચ અંતર્ન બાહ્ય, નહિં મધ્ય દિશા ન પ્રાચી ન પૂર્વ,
નહિં શૂન્ય કે ના અશૂન્ય સ્વરૂપે, અખંડશ્ચિદાનંદ સંપૂર્ણ રૂપે. ૪
નહિં દ્વૈત અદ્વૈત સાપેક્ષ રૂપે, ન તું કેવલં કે ન અન્ય સ્વરૂપે,
દૃશી સર્વસાક્ષી જ કૂટસ્થ હું તું, અધિષ્ઠાન આત્મા રૂપે બ્રહ્મ તું તું. ૫
( બરવે. )

---

૧૨. દ્રુતવિલંબિત. અ૦ ૧૨. માપ—દ્રુતવિલંબિત નૂલ્સસ લાગથી.

૧૬૨. વહિજતાં ઝરણાં શ્રમને હરે, નિરખતાં રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધાં કરે, રસિકનાં હૃદયો રસથી ભરે. ૧.
( મણિશંકર ભટ્ટ. ચક્રવાકમિથુન ).

૧૩. તોટક. અ૦ ૧૨. માપ—કર તોટક લી ભભ ભાગ થકી.
ગેય. માત્રા ૧૬: ૪, ૮ કે ૧૬ માત્રનો૦ તાલ.

૧૬૩. ગગને અતિગૂઢ લખ્યું વિધિયે, કંઈ કાવ્ય ગભીર કલાનિધિયે;
ચળકંત રૂડા કંઈ તારલિયા, જહિં શબ્દ અનૂપ રહે બનીયા. ૧
(નરસિંહરાવ—કુસુમમાલા.)

૧૬૪. પલટાતી દશા વસી જાતિ ઉરે, પલટાય દશા દીન ઊર ઝુરે;
નહિં પાસ સખા વણુ રૂઝવવા, જડતા ન ઉરે વણુ ભૂલવવા!
કવિ કોણુ શકયો સઉ એ કથવા? (ગોવર્ધનરામ).

---

૧૪. મોતીદામ. અ૦ ૧૨. માપ—લભા ભભ ગાલથીં મૌક્તિકદામ.
ગેય. માત્રા ૧૬: ૪, ૮ કે ૧૬ માત્રાનો૦ તાલ.

૧૬૫. ભજો ભવતારણુ શ્રીભગવાન, તજો નિજ અંતરનું અભિમાન;
સજો સ્રજનાર તણા ગુણુગાન, થજો સઘળા સુધરેલ સમાન.
(ક. દ. ડા.)

૧૫. વસંત તિલકા. અ૦ ૧૪. માપ—ગાઓ વસંતતિલકા તુનુસીણુથી છે.
આ વૃત્ત પાઠ્ય હોવાથી ગીતાનુકૂલ નથી.

૧૬૬.
આ એકપાસ ઉતરે શશી અસ્તમાર્ગે, આ ઊગતા રવિતણા જ કુસુંબા પાદ;
સંસાર આ અહિં દશા યુગ અંતરાળે, એ તેજના ઉદય અસ્તથી બાંધી રાખ્યો.
(ગોવરધનરામ—સરસ્વતિચન્દ્ર).

૧૬૭.
સંગીતનો પરમ અદ્ભુતશો પ્રતાપ, પામે નવું જીવન જે જન હોય કલાન્ત;
પામે ક્ષુધાર્ત સુખ, શોક નિમગ્ન હર્ષ, ચિંતા શમે વળી મટે અતિ પાપભાર.
(રમણુ ભાઈ)

---

૧૬. માલિની. અ૦ ૧૫. માપ—છગુરરૂ શ્રુતિ મેળે માલિની વૃત્ત થાશે.
આ વૃત્ત પાઠ્ય હોવાથી ગીતાનુકૂલ નથી.

૧૬૮. દલથીં તમ હણુંતો, ચંદ્રનું તેજ હર્તો,
કમલ કરી વિકાસી, ભૃંગને મુક્ત કર્તો;
અતિશય થઈ તાતો, વિશ્વમાં પ્રેરી પ્રાણુ,
નરપતિ સમ અભ્રે જો ચઢે ભવ્ય ભાણુ. (મણિલાલ.)

---

૧૭. ચામર. અ૦ ૧૫. માપ—ચામરે ગલ્લા ચતુષ્ક, ગાલ ત્રેણુ ગા વળી.
ગેય. માત્રા ૨૪: ૩ કે ૬ માત્રાનો દાદરો તાલ.

૧૬૯. ધન્ય ધન્ય ધન્ય દેવ ધન્ય છે કૃતિ બધી,
સૃષ્ટિ પાળવા સૃજ્યાં તમે ફ્લાન્ન ઓષધિ;
માતને સ્તને તમે સ્રજાવ્યું પ્રેમથી પય,
બાલ જીવનાર્થ એ દયા કરી દયામય. ૧ (પ્રાર્થના૦)

---

૧૮. નારાચ. અ૦ ૧૬. માપ—નરાચ પંચચામરે લુચાર તેમ ચાર છે.
ગેય. માત્રા. ૨૪: ૩ કે ૬ માત્રાનો દાદરો.

૧૭૦. કરો પ્રકાશ સત્ય જ્ઞાન ભાનુનો સહૂ સ્થળે,
કૃપા વિના કદાપિ દુઃખ દેશનું નહીં ટળે;
પ્રજા તમારી છે પિતા કદી નહીં વિસારશો.
દયાનિધાન દેવ સર્વ દોષને નિવારશો. (પ્રાર્થના૦)

---

૧૯. મન્દાક્રાન્તા. અક્ષર ૧૭. પાઠ્ય.
માપ—મંદાક્રાન્તા મુપુ યતિ પછી, રાગિગૂ સંધિઓથી.

૧૭૧. સંધ્યા કાલે મૃદુ નજરથી વિશ્વને જોતું જોતું,
ચાલ્યું જાયે દિનકરતણું બિંબ ક્ષિતિજ માંથી;
ચાલ્યું જાવું જગપતિતણી એવી ઇચ્છા હશે હા !
ઝાંખું તો એ જગત સઘળું શોક ધારી બને કાં ? ૧
ભાસે જે આ જગત નજરે ઊગવું અસ્ત થાવું,
તે તો મિથ્યા દિનપતિ જુએ એક રૂપે રહેતાં;
કો વેળાએ ધુળ ધુમસ કે વાદળાંથી છવાયો,
ઝાંખો ભાસે મનુજ નજરે નેત્રનો દોષ એ તો. ૨
(શ્રીયુત પ્રભાશંકર પટણી.)

---

૨૦. પૃથ્વી. અક્ષર ૧૭. પાઠ્ય.
માપ—લુનૂ લુનુ લુરા, કવીજન રસીક પૃથ્વી કરો.

૧૭૨. રગે રગવહે મીઠું અમર જોમ શ્રદ્ધાતણું,
"જવલંત સત એ મહાન રસરૂપ આત્મા ગણું;"
ભલે વિવિધ ખેલ કાલ નટરાજ વર્તાવતો
વસે તું નિજ રંગમાં સકલ સૂત્ર તું હાથમાં. ૧
(બ. ક. ઠાકોરના આરોહણ કાવ્યમાંથી)

### ૨૧. હરિણી. અક્ષર ૧૭. પાઠ્ય.

માપ–પુયતિ મુયતી, લૂસા લૂએ, લ્હમે હરિણી કરે.

૧૭૩. પુનિત પ્રભુતા, વિયાકાશે અને પૃથિવી પરે,
રસિક હૃદયે આત્મા તેજે નકી કલના કરે,
વિપિન ભવને, આત્મા કેરી, પ્રભામય ધ્યાનમાં,
લલિત કવિતા વર્ણી ત્હારી સ્તુતિ કરૂં ગાનમાં. ૧ (બરવે).

---

### ૨૨. શિખરિણી. અક્ષર ૧૭. પાઠ્ય.

માપ–ભુમૂ છૌહો, પૂષી; અનુ વિભુશ બોલો શિખરિણી.

૧૭૪. ન જાણું હું મંત્રો, નહિ પ્રભુ હું જાણું શ્રુતિ સ્મૃતિ,
ન જાણું ષટ્ શાસ્ત્રો, નહિં હરિ હું જાણું જપ વિધિ;
ન જાણું હું ગાનો, નહિ વ્રત વિધાનો, ન યમન,
પરંતુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ. ૧
ન જાણું સાહિત્યે નહિ વિદિત છે ભેદ રસના,
ન શબ્દાલંકારો નહિં પદ ક્રમે કાવ્ય રચના;
ન જાણું હું યોગો, નથી કદિ કીધું શાસ્ત્ર શ્રવણ.
પરંતુ હું જાણું, શરણ પ્રભુનું કષ્ટ હરણ. ૨

(પ્રાર્થના માળા.)

---

### ૨૩. વિબુધ પ્રિયા. અક્ષર ૧૮. ગેય. તાલ ત્રિપુટ માત્રા ૭.

માપ–ગીભ ગીભથી, ગીભરા થકી લાવજો વિબુધપ્રિયા.

૧૭૫. આદિ કારણ વિશ્વના અજરામરા પરમેશ્વરા,
ગાઈને સ્તુતિ પ્રેમથી કરીયે અમે અભિવંદના;
આપશો અમને તમે શુભ કર્મની પ્રભુ સાધના,
પાપ હારક પાવના કરશો સદા પ્રતિપાલના. ૧
શ્રોત્રના પણ શ્રોત્ર છો પ્રભુ પ્રાણ છો સહુ પ્રાણિના,
ચક્ષુના પણ ચક્ષુ છો વિભુવાણી છો સહુ વાણીના;
ચિત્ત છો સહુ ચિત્તના પ્રભુ સત્ય આશ્રય સર્વના,
પાપહારક પાવના, કરશો સદા પ્રતિપાલના. ૨

(પ્રાર્થના માળા.)

---

૨૪. શાર્દૂલ વિક્રીડિત. અક્ષર ૧૯. પાઠ્ય.

માપ-માસલનુ ય તી, તુરા ચરણુએ, શાર્દૂલ વિક્રીડિતે.

૧૭૬. અંધારું થયું, પાતળું નભ વિષે તારાદ્યુતિ નીતરી,
વીણા, તાલ, મૃદંગ, રાગ તરીને કાને પડે આ ઘડી;
રાત્રિ આ ઝણુણાટ કરતી વેગે ઉડી જાય છે.
નિદ્રાની મીઠી પાંખમાં જન બધાં જંપે પ્રશાંતી વિષે.

( મણિલાલ—કાંતા. )

૨૫. સગ્ધરા. અક્ષર ૨૧. પાઠ્ય.

માપ-મૂષા છેદો, મુ છેદો, રવિમુની રસના થાય છે સગ્ધરામાં.

૧૭૭. નિદ્રામાંથી જગાડી, ઝટમધુકરને, છોડવે પદ્મમાંથી,
પોષીને વિશ્વ આખું નિજ કરથી પુરે સર્વ સંપૂર્ણ આશા.
સિધ્ધોની પ્રાર્થનાના ગુરુરવ સહજે જાય આ અસ્ત શૈલ,
તે એક શ્લાઘ્ય ભાસ્વાન પરહિત કરવે માત્ર જેનો પ્રયાસ.

( રાજારામ રામશંકર શાસ્ત્રી કૃત નાગાનંદ નાટક )

---

૨૬. ઇન્દ્રવિજય. અક્ષર ૨૩. ગેય. માત્રા ૩૨ઃ ૪, ૮ કે ૧૬ માત્રનો તાલ.

માપ-ઇન્દ્રવિજે મહીં ભા ચતુરે યતિ, ભા ત્રણ આણુ ગુરૂ દ્વય અંતે.

૧૭૮. હારિ રહ્યા મનમાંહિ મુનીશ્વર, વિશ્વપતિ તણી વાત વિચારી,
તર્ક કરી કરી તત્ત્વ જડ્યું નહીં, દૃષ્ટિ ઘણી દિલ ઊંડી ઉતારી.
માન તજી અનુમાન કરી લખ્યું,કે મન વાણી ન પ્હોંચી અમારી,
કેમ શકે કહી કોઇ કવિશ્વર, ઇશ્વરની ગતિ વિશ્વથી ન્યારી.

( ક. દ. ડા. )

---

૨૭. મનહર-કવિત્ત. અ૦ ૩૧. અંતે ગુરૂ, ૧૬મે અક્ષરે યતિ.

૧૭૯.
પવન પ્રકટ નહિં દેખવામાં આવે પણ, ઝાડોને હલાવે તેથી પવન જણાય છે;
નદી મધ્યે નીરતણું નીરખી નવીન પુર, દૂર વરસાદ થયો દિલમાં મનાય છે;
દૂર દીસે દેવતા તે દૃષ્ટિએ દેખાય નહીં, ધુમાડો દેખીને દૂર દેવતા ધરાય છે;
તેમ કરનાર તણાં કામ દલપતરામ, દેખી કરનાર છે એવું કહી શકાય છે.

( ક. દ. ડા. )

---

૨૮. વૈતાલીયઃ ૧,૩ ચરણુમાં ૧૦ ને ૨,૪ ચરણુમાં ૧૧ અક્ષર. પાઠ્ય.
માપ–સસજૂ પ્રથમે ત્રિજે પદે, કર વૈતાલિય સૂસ જૂ બીજે.

૧૮૦. ઉદયાચલ મસ્તકે ચઢ્યો, શશિ જો આ સખી દૃષ્ટિ માંડતો;
ઉજળી કરી સૃષ્ટિ બાધીને, વિરહીને ઝટ શોધી બાળતો.

(મણિલાલ કૃત કાંતા.)

---

૨૯. અભંગ. (ન્હાનો) ૧,૨,૩ ચરણુમાં ૬ અક્ષર, અને ૪ થામાં
૪ અક્ષર. ગુરૂ લઘુનો નિયમ નથી. ગેય છે. ૪ કે ૮ માત્રાનો તાલ.

૧૮૧. પ્રકૃતિ મળીને, ગાય પ્રભુગાન, આપે સદા માન, માને નીમ. ૧
રવિ, શશિ, તારા, શુભગુણ ગાય; નિશદિન જાય, અધિષ્ઠાને. ૨
વન, વૃક્ષ, વેલી, ગંધ, પુષ્પમાળ, તમને કૃપાળ, અર્પે સદા ૩
સમુદ્રના ધ્વનિ, ગીત નિત્ય ગાય; પ્રભુ પ્રત્યે ધાય, તરંગોથી. ૪

(પ્રાર્થના માળા.)

---

૩૦. અભંગ. (મ્હોટો) અક્ષર ૮. ગેય. ૪ કે ૮ માત્રાનો તાલ.

૧૮૨. સાચું પળે પળે બોલો, ખોટું કદી નહી બોલો;
સાચું પ્રભુજીને ગમે, સાચે સર્વે સિધ્ધિ મળે. (ખરવે.)

—:૦:—

## માત્રિક જાતિ (માત્રા મેળ વૃત્તો).

૧. ઉધોર વૃત્તિ. માત્રા ૧૪ (૨, ૨, ૩; ૨, ૨, ગ, લ.) તાલ ત્રિપુટ.
માપ–દદતિદ, દગલથી ઉધોર.

૧૮૩. શુણુ તું નાદલહરી તેહ, પ્રભુની અલખ લખ ધુનિ જેહ;
જગને પુનિત કરવા કાજ, પ્રગટયું ગીત નર્તન સાજ. ૧
પ્રસર્યાં પ્રણુયરૂપ અનંત, પ્રભુ આ વિશ્વમાં વિલસંત;
તજવાં હોયે જો સંચીત, કર તું ભક્તિમય સંગીત. ૨

(ખરવે.)

૧૮૪. જગ વ્યાપાર અપરમપાર, પ્રભુએ પ્રસરી મૂકયો સાર,
ભુમિ, નભ, પવન, વન્હી, વાર; સહુ વ્યાપાર જગ વિસ્તાર. ૧
ત્યમ સહુ મનુજ કરી વ્યાપાર, પોષે પરસપર સંસાર;
કરવા દેશને આબાદ, બન વ્યાપારમાં ઉસ્તાદ. ૨

નિશ દિન લાખ તેર જ ઠામ, જાએ અવર ભૂમિ તમામ;
પ્રભુ તું એહ લક્ષ્મી ખાળ, દે વ્યાપારની તું ભાળ. ૩
દિનપર દિન વૃદ્ધિ થાય, દળદર દેશનું તો જાય;
ભાવી વર્તમાન જ વર્ષ, કરી આબાદ દે જગરાય. ૪
(બરવે.)

૨. ચોપાઈ (ચતુષ્પદી). માત્રા ૧૫ (૪, ૪, ૪, ગ, લ.)
૪ કે ૮ માત્રાનો૦ તાલ. માપ—ચાચચ ગલ ચોપાઈ જાણ.

૧૮૫. લક્ષ્યાલક્ષ્ય વિવર્જિત જેહ, પક્ષાપક્ષ વિવર્જિત તેહ,
મન વાણી પામે વિશ્રામ, કુણ કેને દેખાડે ઠામ. ૧
હું નહિં તું નહિં ત્યાં છે તેહ, જ્ઞાન નહિં જ્ઞાતા ને જ્ઞેય,
જ્યાં કાંઈયે કહ્યું નવ જાય, ઊંકારાદિ વર્ણ સમાય. ૨
તે ગુરૂ શિષ્યને શું કરી કહે? મન વાણીથી અગોચર રહે,
મન કલ્પે તે બીજું થાય, મને તહાં હું કહ્યું ન જાય. ૩
માટે શિષ્ય કહું શુણ વાત, સમસ્યાથી તું સમજે ધાત,
એક વસ્તુ બીજું કૈં નથી, હું છું એમ કેને કે' કથી? ૪
સામું ત્યાં પ્રતિબિંબ નવ મળે, વેત્તા વિણ કુણ કેને કળે?
પોતે ફૂહે ને ફૂહે હું સત્ય, શિષ્ય કરી જો એનું નૃત્ય. ૫
(અખો.)

---

૩. જયકરી. માત્રા ૧૫. (૪, ૪, ૪, લ ગ.)
૪ કે ૮ માત્રાનો૦ તાલ. માપ—ચાચા ચા લગ જયકરી ગણો.

૧૮૬. કર્મયોગને લક્ષ્યે ધરો, દેશભક્તિને દિલમાં ભરો;
જ્ઞાનસુધારસ પાન જ કરો, દિન જન તારી મુક્તિ વરો.
(બરવે.)

---

૪. ચરણાકુળ. માત્રા ૧૬ (૪, ૪, ૪, ગગ.)
૪ કે ૮ મા૦ તાલ. માપ—ચાચચ ગગ ચરણા કુળ માનો.

૧૮૭. ચઢતી પડતી જગની જાણો, ઉન્નતિ અવનતિ મનની માનો,
જગનાં દુઃખ સહુ તજવાં ધારો, દિનજન તારક પંથ સ્વીકારો
(બરવે.)

---

૫. પ્લવંગમ. માત્રા ૨૧. (૪, ૪, ૨, લ; લ, ૪, ૩, ગ.)

૧૮૮. માપ—ચચદલ લચદા લાગ; પ્લવંગમ ચાલ છે.
છત્રે થાતી છાંય, છડીધર છાજતા, હાથી હોદ્દામાંહ્ય રસિક બિરાજતા
આયુષ રિદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં, એ સૂતા દિન એક ઉછળતી આગ્યમાં
(ક. દ. ડા.)

---

